હિંદુસ્તાનમાં પહેલવહેલું

# તદ્દન મફત માસિક પત્ર

## દંપતી હિતેચ્છુ.

દર મહિને ઉત્તમોત્તમ વાંચન પુરૂ પાડતું, વિદ્વાન સાક્ષરોના હાથે લખાતું, જાહેરવર્તમાનપત્રો તથા વિદ્વાનોથી વખણાએલું, આર્ટપેપર ઉપર છાપેલ સુ: ૧૮ છબીઓ-વાળા નાતાલના અંક સાથે મળે છે. આવા છાપકામના દરેક સાહિત્યની મોંઘવારી છે છતાં આ માસિક માટે

## નરેન્દ્ર અથવા બે વિદ્યાર્થી

નામનું ભેટનું બોધદાયક પુસ્તક તૈયાર છે કે જે માત્ર છ આના વધુ ભરવાથી મળી શકે છે, એટલે **લવાજમ કાંઈજ નહિ,** વાર્ષિક પોસ્ટેજ છ આના, ભેટના પુસ્તકના છ આના મળી બાર આના. હિંદુસ્તાન બહારવાળાએ રૂ ૧-૨-૦ મોકલવા, જુના અંકો તેમજ ખાસ અંક સીલીક હશે તો મોકલાશે. નમુનાની નકલ માટે એક આનો મોકલવો.

**ભીખાભાઈ છોટાલાલ ચોક્સી,**
જમાલપુર—અમદાવાદ.

# નિવેદન.

દંપતીધર્મ પુસ્તકમાળાના ૬-૭-૮-૯-૧૦ મા મણકા તરીકે આ પુસ્તક વાંચકોના કરકમળમાં મૂકતાં અત્યાનંદ થાય છે. આ પુસ્તકમાં જુદી જુદી ૭ વાર્તાઓ દાખલ કરેલી છે. પહેલી વાર્તા આજકાલના કહેવાતા મૅનેજરો પોતાના હાથ નીચેના નોકરોને કેવો ત્રાસ આપે છે અને પોતાને મળેલી સત્તાનો કેટલો ગેરઉપયોગ કરે છે કે જેથી બીચારા ગરીબ નોકરને કેટલું ખમવું પડે છે તેનો આબેહુબ ચિતાર બતાવવામાં આવ્યો છે. ત્યારે ત્રીજી વાર્તા—દારૂ પીવાની ટેવ છોડાવવા માટે પત્નીએ કરેલી મહેનત અને તેના શુભ પરિણામનો ચિતાર આપ્યો છે. પાંચમી વાર્તા દિગંબર જૈનની ભેટ તરીકે પ્રસિદ્ધ થયેલી "ચતુરવહુ"નામની હિન્દી વાર્તા ઉપરથી અનુવાદ કરાવી દાખલ કરી છે. અનુવાદની પરવાનગી આપવા માટે અમે રા. મુળચંદ કિશનદાસ કાપડીઆનો આભાર માનીએ છીએ. આ બે વાર્તાના લેખક અને ત્રીજી વાર્તાના અનુવાદક રા. ગીરધરલાલ ભાણજી ભીંગરાડકર—અમદાવાદ છે. (બીજી વાર્તા "પત્ની ધર્મ" ની હોઈ) પત્નીની બરોબર ફરજ શીખવનાર હોઇ તે રા. મોહનલાલ બુલાભાઇ કે જે સ્નેહયોગીના તખલ્લુસથી પ્રખ્યાત છે તેમની લખેલી છે. ચોથી વાર્તા—પ્રખ્યાત લેખક અને સસ્તી વાર્તા માળાના કાર્યવાહક રા. ડાહ્યાભાઇ રામચંદ્ર કે જેને આજે ગુજરાતી પ્રજા એક અવાજે વખાણે છે તેમની લખેલી ઐતિહાસીક છે એટલે

તેના વિષે અમારે કાંઇ લખવાનુંજ નથી. છઠી વાર્તા મારી પોતાની લખેલી છે, જે ગુજરાતી પત્રમાં પ્રથમ છપાયેલી તે અહીં ઉતારી લીધી છે. ઉપરની વાર્તાઓ નિષ્કામ ભાવે લખી આપવા બદલ તે ત્રણે બંધુઓનો હૃદયપૂર્વક આભારી છું—

પુસ્તક માળાના ગ્રાહકો હજુ તદન જુજ છે, તો હમારા ગ્રાહકોને પ્રાર્થના છે કે તેના ગ્રાહકો જેમ બને તેમ તાકીદે વધે તેમ કરવા દરેક ગ્રાહક બંધુની ફરજ છે. આશા છે મારા ગ્રાહક બંધુઓ મારા સાહસને ઉત્તેજન આપશે.

હવે પછીનું પુસ્તક કયું આપવું તે જો કે ચોકસ આ લખતી વખતે થયું નથી. પરંતુ એક બાહોશ લેખકનુંજ લખેલું સામાજિક વાર્તાનું આસો માસમાં આપવા વિચાર છે. પ્રભુ તે ઇચ્છા પૂરી કરે.

ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

ગુડી પડવો ૧૯૭૩<br>
તા. ૨૪—૩—૧૯૧૭.

પ્રકાશક.

॥ ॐ ॥

# દંપતી વાર્તા વિહાર.

## વાર્તા ૧ લી.

## મૅનેજરની માયા યાને નોકરીની છાયા.



### પ્રકરણ ૧ લું.—મેનેજરનો સપાટો.



આમ દોડાવે, તેમ દોડાવે કરાવે સઘળી વેઠ;
ગુલામગીરી નફટ નોકરી, આશ્રયે ભરવું પેટ;

સ્વ. ડા. ધી. ઝ.

" આ વિશાળ સંસારમાં જો કોઇ મહાન સંકટ હોય તો તે માત્ર "પરાધીનતાજ" છે. જેઓ પરાધીનતાની જંજીરમાં જકડાએલા છે તેઓ તો સદાને માટે જીવતે મૂએલા

છે પરાધીનપણે રહી મોજ મજા ગુજારવા કરતાં સ્વતંત્રતાનો સૂકો રોટલો સો દરજ્જે ઉત્તમ છે!"

પ્રિય વાચક! હું મ્હારા જીવનમાં વીતિ ગયેલી વાત યાદ કરૂં છું, ત્યારે મ્હારાં રોમાંચ કમ્પી ઉઠે છે છતાં પણ આજે ત્હારા સમક્ષ કહ્યા વગર ચાલતું નથી. ઇશ્વરી અમૂલ્ય બક્ષિસરૂપી મળેલું માનવજીવનનું જો ખરેખરૂં સાર્થક કરવા માગતા હો ઇચ્છતા હો તો ઉપર્યુક્ત કથનને હૃદયમાં કોતરી રાખ.

શિયાળાના દિવસો છે, કોઈ કહે છે કે "ધનના પંદર, મકરના પચીસ, ચિલ્લો શરદી દિવસ ચાલીશ." કેટલાક લોકો એમ પણ કહે છે કે, ભાઇ આવી ટાઢ તો અમે અમારી જીંદગીમાં જોઇ કે સાંભળી પણ નથી. રાત્રે વાસણમાં ભરી મૂકેલું પાણી સ્હવારમા બરફના જેવું થઇ જાય છે. એવી ઠંડી પડવા છતાં પણ પ્રાયઃ સવારે છ વાગે ઉઠી નાહી ધોઇ પરવારી જયાં ખિસ્સામાંથી ઘડિયાળ કહાડી જોયું ત્યાં હાય! સવાદશ વાગી ગયા છે! એ જોતાંજ મ્હારા હૃદયમાં ધ્રાસકો પડયો! તુરતજ ઘરમાંથી કપડાં પહેરતો પહેરતો બહાર નીકળ્યો. એ સમયે સમાજની કે કોઇ પણ પ્રકારની વાતોને મ્હારા હૃદયમાં સ્થાન રહ્યું નહિ,

સ્થાન રહ્યું માત્ર નોકરીનું! રસ્તામાં પણ દોડવા લાગ્યો ક્રમભાગ્યે ઑફિસ પણ દૂર હોવાથી સહજમાં દશ મિનિટ થઇ ગઇ. જોત જોતામાં ઑફિસ આવી. હાંફતાં હાંફતાં અંદર જઇ જોયું તો સાડાદશને ઉપર બાર મિનિટ જણાઇ (મારા ઘડીયાળમાં તો સાડાદશમાં ત્રણ મીનિટ ઓછી હતી પણ તે ખોટું કહેવાય!) ઘડીયાળ જોતાંજ જાણે મ્હારા શિરપર વજ્રઘાત થયો. ઑફિસમાં જતાંજ અમારા લોકોને મૅનેજર સાહેબના રૂમમાં જઇ હાજરીપત્રકમાં ટાઇમ પૂરવો પડે છે. હું ડરથી ધ્રુજતો ધ્રુજતો મૅનેજર સાહેબના રૂમમાં દાખલ થયો. બસ હવે શું પૂછવું? મ્હને જોતાંના સાથેજ મૅનેજર સાહેબની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ! અને ત્હેમાંથી અગ્નિ શિખાઓ નીકળવા લાગી. થોડીવારે મૅનેજરે આંગળી ઉચી કરી ભીંતે લટકાવેલી ઘડિયાળ મ્હને બતાવતાં કહ્યું,—"શું આમ નોકરી થતી હશે કે?" મૅનેજરના કહેવાનો ભાવાર્થ હું પૂરેપૂરો સ્હમજી ગયો છતાં પણ કંઇ વિનંતિ—ખુશામત કરી જો ટાઇમ પૂરી લઉં તો ઠીક; પરન્તુ મૅનેજર સાહેબ કંઇ કાચા ન્હોતા. કારણ "ન દીઠાનું દીઠું" હજામને રાજ્ય મળ્યું. જેવો હું હાજરીપત્રક હાથમાં પકડવા ગયો કે તુરતજ સિંહના સમાન ગર્જના કરી ગાજી

ઉઠયા, "શું આ પ્રમાણીકપણું કે? નોકરી આમ થતી હશે?" એટલું બોલતાં બોલતાંજ મૅનેજર સાહેબનો પીત્તો વધારે ગરમ થયો. આ દેખાવ જોતાંના સાથેજ હું આભોજ બની ગયો, અને ત્યાંથી માન કરો કે પ્રાણ બચાવીને નાઠો તે સીધો મ્હારા કામ કરવાના રૂમના બારણા પાસે આવ્યો: પરન્તુ એ સમયે છતી આંખે હું આંધળો બની ગયેલો હોવાથી બારણા પાસે ઉભેલો ઝાડુ કહાડનાર કે જે એક ઑફીસનો માણસ હતો તેને ન જોઇ શકયો ને ધડીમ દઇને ત્હેની સાથે અથડાયો.

હાય ગરિબ બિચારો રામલો! મ્હારો ધક્કો વાગતાંના સાથેજ તે ચત્તોપાટ પડી ગયો. સદ્‌ભાગ્યે જે બિચારાને વિશેષ ઇજા થયેલી ન હોવાથી તે તુરતજ ઉભો થઇ ગયો. આ બનાવની ખબર મ્હને, રામાને અને સ્હામે ખુરશી ઉપર બેઠેલા કૃષ્ણુરાવનેજ પડી હોવાથી સઘળો મામલો શાન્ત થઇ ગયો. કદાચ જો પેલા મૅનેજર પિશાચને માલૂમ પડ્યું હોત તો પરમાત્મા જાણે કે મ્હારે શિરે શી ગુજરત! ખેર! પ્રભુએ જે કર્યું તે ઠીક! એમ કહી હું મ્હારી કામ કરવાની જગ્યાએ આવીને બેઠો. બાર મિનિટના વિલંબથી પા કલાકનો દાખલ જશે, તેના પૈસા કપાશે અને મૅનેજર

સાહેબના શબ્દો સાંભળ્યા તે નકામાં. એજ ચિન્તા મ્હારા હૃદયને પૂર્ણ દુઃખ આપવા લાગી. વળી હૃદયને શાન્ત પાડવા લાગ્યો કે મૅનેજર સાહેબે આજે જે મ્હારૂં આવી રીતે અપમાન કર્યું તે કાંઇ નવું નથી. એક માસમાં સોળ અઢીએ ચાળીશ વખત આવા પ્રસંગો બની આવતા. વળી તે મ્હારા એકલાનેજ માટે નહોતું પરન્તુ અમારી ઑફીસના દરેક માણસોના સંબંધમાં બનતું. ઑફિસમાંના કેટલાક માણસો તો મેનેજરના સગાઓ તથા સ્નેહીઓ હોવાથી તેઓ તો સારી રીતે આ સાહેબની પ્રકૃતિને સમજી ગયા હતા કે "ભાટ-ચારણને ભરવાડો ભેગ, દિવસે લઢેને રાત્રે એકના એક." તેમ વળી અમો પરાયા બેચાર જણ માટે હદ ઓળંગાઇ જતી પરંતુ નાઉપાયે સહન કરી લેતા આટલું છતાં આજના બનાવ મને બહુજ સાલતો હતો.

એ ચિન્તાથી મ્હારૂં મન કામપર ચોંટતું નહોતું. મ્હારા પાસેજ કૃષ્ણરાવ બેસતા હતા. એ મ્હારા ગામનાજ રહેવાસી હતા, જોકે મ્હારી જ્ઞાતિના નથી તોપણ મ્હારા અને તેના વચ્ચે એક પ્રકારનો ગાઢ સબંધ છે અર્થાત્ હું તેને કૃષ્ણદાદા કહીને બોલાવતો હતો.

કૃષ્ણદાદા આજે મને ઉદાસ જોઇને બોલ્યા—" ભાઇ નવીન ! આજ કામ કરવામાં ત્હારૂં મન કેમ નથી લાગતું? જલ્દી જલ્દી કામ પૂરૂં કરીને ઘેર નથી જવું ? વળી આજ શનિવાર છે "

પ્રિય વાંચક ! મ્હારૂં નામ નવીનચંદ્ર છે, હું જાતે ક્ષત્રિ છું અને મ્હારા કૃષ્ણદાદા કાયસ્થ છે. કૃષ્ણદાદાની વાત સાંભળીને મ્હારી ઉદાસીનતા કોણ જાણે કયાં નાશી ગઇ, મ્હારી ઇચ્છા ન હોવા છતાં પણ હું કામપર લાગી ગયો.

ટન-ટન-ટન કરતા ઘડિયાળમાં છ વાગ્યા, એ સમયે પણ મ્હારૂં કામ પૂરૂં થયું નહોતું, ખેર અર્ધા કલાકમાં જલ્દી જલ્દી સર્વ કામ સમાપ્ત કરી લીધું. કાગળ પત્ર બાજૂએ મૂકી કૃષ્ણદાદા અને હું ઉઠવાની તૈયારીમાંજ હતા, એ સમયે અમને બન્નેજણાને મ્હોટા સાહેબનું એક કામ કરવાનો હુકમ થયો. અમારા માથા ઉપર એ સાંભળતાંજ જાણે વિજળી પડી હોય તેવો ભાસ થયો, અમો બન્ને જણ કેટલીક વાર તો અરસ પરસનાં મ્હોડાં જોતા ચૂપ ચૂપ ઉભા રહ્યા.

એક નોકર આવી બત્તી સળગાવીને ચાલ્યો ગયો, એ સમયે લગભગ સન્ધ્યા થઇ ગઇ હતી. અમારી ઑફિસના

હેડ કલાર્કનું નામ જયંતીલાલ હતું. આખરે અમને બીજો કોઇ રસ્તો ન મળવાથી હેડ કલાર્કને શરણે ગયા અને આજીજી કરીને કહેવા લાગ્યા,-" સાહેબ! કૃપા કરીને અમને છોડી દો. આજે શનિવાર છે, નહિતર આખી રાત્રિ કામ કરવાને પણ હા, ના કરત નહિ."

જયંતિલાલ અમારી ઑફિસના હેડ કલાર્ક છે, વળી તે પેલા નરાધમ ( મૅનેજર ) ના દૂરના સગા હોવાથી હેના મ્હેણા ટેણા ખાવાને, હાજીહા કરવાને ચૂકતા ન હોવાથી ઑફિસમાં હેનું કંઇક ઠીક ચાલતું હતું; પરન્તુ પ્રિય વાંચક! તું એમ સમજીશ નહિ કે તેઓ કંઇ ઓછા છે. એ બધો બદલો અમારા જેવા ટુંક પગારના માણસો પાસેથી વ્યાજ સુદ્ધાં વાળે છે! અમારા ઉપર હેની અસાધારણ પ્રભુતા છે. એ બન્ને આંખો લાલ કરીને બોલી ઉઠયા,-" શું એક અઠવાડીયું રવિવારે ઘેર ગયા વિના નથી ચાલતું. આતે નોકરી છે કે મશ્કરી? હમો નથી જાણતા કે કાલે અમારે સર્વને કાંકરીયાની ઉજાણી છે, એટલે આજેજ તમામ કામ પરવારી જવું જોઇએ. જો આવી રીતે કરશો તો હમારી નોકરી ઝાઝા દિવસ નહિ ટકે. માટે વિચાર કરો."

અમે ચુપચૂપ અમારા રૂમમાં પાછા આવ્યા, પછી કંઇ

પણ ઉત્તર આપ્યો નહિ. છેવટે પ્રાણતોડ મ્હેનત કરી અમો બન્ને ઑફિસમાંથી રવાના થયા. ઑફિસનું પગથીઉં ઉતરતાંજ ઉતરતાંજ ઉતાવળમાં મ્હારા પગમાં ઠેસ આવતાં જરા વાગ્યું એજ વખતે હાય પરાધીનતા એ ઉચ્ચાર મ્હોંઢેથી બોલી જવાયો



## પ્રકરણ ૨ જું.–દાદા આપણે પુર્વે શાં પાપ કર્યાં હશે ?



સ્હાડા સાત વાગી ગયા, એ સમયે રસ્તે વિજળીની રોશની થઇ ગઇ. પોષ મહિનો છે, ધીમી ધીમી ઠંડી હવા ચાલી રહી છે. ચારે બાજુએ ગાડીઘોડાની દોડ ધામ ચાલી રહી છે. યુરોપિયન તેમજ દેશી સ્ત્રીઓનાં ટોળા આમ તેમ ચાલ્યાં જાય છે. ત્હેમનાં કમળના જેવાં ખિલેલાં મખમંડલો ઇંદ્ર ભુવનની અપ્સરાઓનું ભાન કરાવી રહ્યાં છે. દૂરથી પિયાના તેમજ અન્ય વાજીંત્રોના સૂરો હવાના સાથે મળી દશે દિશાઓને મસ્ત કરી રહ્યા છે. એ સમયે રાજનગર જાણે મનુષ્ય લોકનું સ્વર્ગપુર બની રહ્યું છે.

અમે આખા દિવસ ગુલામીની જંજીરમાં જકડાઇ ગયા હતા, આ વખતે એ જંજીર (કંઇક સમયને માટે) ખુલી ગઇ. આજ શનિવાર છે, સાત દિવસે ઘેર જઇએ છીએ એથી આ સમયે અમારા આનંદનું શું પૂછવું!

ઑફિસમાં જે સારો દિવસ એટલી મહેનત અને અપમાન સહ્યું હતું–આ વખતે એ સર્વ વિસરી ગયા છીએ! અમે પણ એ સુખ સ્પર્શ સંધ્યાની મંદ મંદ વાયુ લહરિઓનું સેવન કરતા હરખાતા-હરખાતા જલ્દી પગ ઉપાડતા સાબરમતીને કિનારે આવી પહોંચ્યા. આજ દેવી સાબરમતી એક અપૂર્વ શોભાથી શોભી રહી છે, કિનારા ઉપરના દિપકોનો પ્રકાશ મેયાના એ તરંગ રંગ ચંચળ હૃદયપટમાં પડે છે એથી જાણે વિજળીઓ સાબ્રમતીના હૃદયમાં ન્હાના પ્રકારની ક્રીડાઓ કરી રહી છે.

અમે સાત વાગ્યાની ટ્રેન મેળવવાને માટે જલ્દી જલ્દી પગ ઉપાડી ચાલ્યા આવતા હતા, એથી એવા પ્રકારના બીજી કેટલીક અપૂર્વ દશ્ય નિહાળવાનો અવકાશ ન્હોતો. જોતજોતામાં અમો બન્ને એલીસબ્રીજના સ્ટેશનપર પહોંચ્યા હું કમજોર હોવાના કારણથી ટિકિટ લાવવાને માટે અયોગ્ય હોઇ સર્વ ભાર કૃષ્ણદાસને માથે નાખી દીધો. રામ–રામ કરીને

એતો ટિકિટ લઇ આવ્યા અને અમે બન્ને જણા ગમે તેમ કરી અનેક પ્રકારના કષ્ટો વેઠી ટ્રેનપર સ્વાર થઇ બેઠા. જોત જોતામાંજ એલીસબ્રીજ, વસ્ત્રાપુર અને સરખેજનું સ્ટેશન પાછળ છોડીને સાણંદવના ટાઇમે મોરૈયાના સ્ટેશને ગાડી આવી પહોંચી. અહીં ગાડી ઉભી રહેતાંના સાથેજ અમે જલ્દી જલ્દી ગાડીમાંથી ઉતરી પડયા. અમારૂં ગામ અહીંથી લગભગ એક ગાઉ દૂર હતું. સ્ટેશન પાસે એક કંદોઇની દુકાન હતી, અમે ત્યાંથી થોડું પાણી પીધું, અને એજ દુકાનપર અમારૂં ફાનસ રહેતું હતું, અમે ફાનસ સળગાવી વાતચીત કરતા કરતા અમારા ગામ તરફ ચાલ્યા.

એ વખતે ઠંડી હવા ખૂબ જોરમાં ચાલી રહી હતી, અને ટાઢ પણ સખ્ત પડવા લાગી હતી. એ વખતે પણ ચન્દ્રમાનો ઉદય ન હોવાથી માત્ર અમારી પાસેના ફાનસનોજ પ્રકાશ પડતો હતો. એવામાં રસ્તામાં પડેલું બાવળનું ઝરડું મ્હારા ધોતીઆ સાથે ભરાયું, બીજો પગ ઉપાડતાંના સાથેજ તેમાંની એક મોટી શૂળ મ્હારી પીડીમાં ભોંકાઇ તુરતજ મ્હેં જરા આગળ જતા કૃષ્ણદાદાને બૂમ મારી. તેઓ પાછા ફરીને મ્હારી પાસે આવ્યા અને મ્હને એ સંકટમાંથી મુક્ત કર્યો. પરન્તુ પગમાં વ્યાધી વધી ગયો.

તેમજ કાંટો જે જગ્યાએથી ખેંચી લીધો હતો ત્યાં લોહી પણ પુષ્કળ નીકળ્યું. બિચારા કૃષ્ણદાદાએ પોતાની પીછોડીમાંથી એક છેડો ફાડી મ્હને પાટો બાંધ્યો, આથી જરા શાન્તિ થઇ. હવે અમો આગળ ચાલવા લાગ્યા. રસ્તામાં ચાલતાં મ્હારાથી બોલાઇ જવાયું, "દાદા ? આપણે પૂર્વે એવા શું પાપ કર્યાં હશે ?" દાદાએ મ્હારા પ્રશ્નનો બિલકુલ ઉત્તર આપ્યોજ નહિ. માત્ર ત્હેનું લક્ષ્ય તો ચાલવામાંજ હતું. ચારે બાજુ અંધકાર છવાઇ રહ્યો હતો. ગામમાં બિલકુલ શાન્તિનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું હતું. કોઇ પણ જગ્યાએથી એક શબ્દ સરખો પણ કર્ણગોચર થતો ન્હોતો. કેવળ દૂર એક લોહારની હથોડીનો અવાજ જાણે એ ચેતન હીન ગામને જગાડવાની ચેષ્ટા કરતો હતો. રસ્તામાં પણ કોઇ ગામનું માણસ જતું આવતું જણાતું ન્હોતું. એક જગ્યાએ જોયું તો કેટલાક ખેડુત એક મ્હોટું તાપણું કરી આસપાસ બેઠા બેઠા વાતો કરતા હતા. અમને એ ઠેકાણેથી જતા જોઇને ત્હેની પાસેથી એક પાતળા બાંધાનો કાળા રંગનો કુતરો અમારી પાછળ ભસતો ભસતો આવ્યો. અમે કેવળ એકજવાર ત્હેને દમ દીધો અને એ પરવા થઇને આગળ વધ્યા.

અમે ગામની અંદર દાખલ થયા. કોઇ પણ જગ્યાએ માણસનો શબ્દ ન હોવા છતાં પણ પાસે રામાનંદીના મંદિરમાંથી તાલસર મળેલો કલ્યાણ રાગ કર્ણપટપર અથડાઇ હૃદયને આનંદ આપવા લાગ્યો; અને ગામની એક બાજૂએથી એક મધુર બંસીનો અસ્પષ્ટ સ્વર જે સંભળાતો હતો; તેને વાક્યોથી પ્રકટ કરવાનું મ્હારામાં સામર્થ્ય નથી. એ બંસી માત્ર બે પૈસાની કીમ્મતવાળી સાધારણ બંસી છે અને સંભવે છે કે એ બંસી એ બાજૂએ રહેનારાવાળો નરસીંહવન બાવોજ બજાવી રહ્યો છે. કિન્તુ બાવાની બંસી જડ હોવા છતાં એટલી બધી મીઠાશ ક્યાંથી લાવી ત્હેનો ઘણો વિચાર કર્યા છતાં અમારા સમજવામાં આવ્યું નહિ; અને કેટલેક દૂર જવા બાદ કૃષ્ણદાદા ડાબા હાથ તરફના નાકામાં વળ્યા કેમકે એ બાજુએજ તેમનું ઘર આવેલું હતું. તે જતાંની સાથેજ દરવાજાને જોરથી ધક્કા મારી મ્હોટે સાદે બૂમો પાડવા લાગ્યા, હું પણ ત્હેના બરાડા સાંભળતો મ્હારે ઘેર પહોંચ્યો. હું જ્યારે મ્હારા દરવાજા પાસે પહોંચીને ઉભો એ વખતે પણ ત્હેમની બૂમો પાડવાનું શાન્ત પડયું નહોતું પરન્તુ ત્હેને બદલે દશે દિશાઓ કમ્પાયમાન કરી રહ્યું હતું. મ્હેં ધીરે

ધીરે દરવાજાને બે ધક્કા માર્યા, એજ વખતે કોઇએ ઝટ-
પથી આવી અંદરની સાંકળ ખોલી નાખી સ્હામે જોયું તો
મ્હારા જીવનરૂપ મોહની છે.



## પ્રકરણ ૩ જું.—મોહનીમય!



યથાર્થજ મોહની મ્હારા જીવનરૂપજ છે. મોહની
દરવાજો ખોલી હાથમાં દિવો લઇ મ્હારા સ્હામે ઉભી રહી.
મોહનીના હાથમાંનો દિવો આ સમયે ટમટમી રહ્યો હતો.
પરંતુ મોહનીના ઓષ્ઠ પ્રદેશમાંથી એક વિજળી જેવો પ્રકાશ
આવી મ્હારા હૃદયને પ્રકાશિત કરી દીધું. મોહની જરા
સ્મિત હાસ્ય કરી બોલી,—"આજે આટલી બધી વાર કેમ
લાગી?" હું એજ વખતે મોહનીના આ પ્રશ્નનો કંઇ પણ
ઉત્તર ન આપી શકયો. મોહનીના એ વિજળી જેવા પ્રભાવ-
વાળા સ્મિત હાસ્યથી કણ્ઠાવરોધ જેવો થઇ ગયો હતો. એ
સ્મિત એક પ્રકારે વિજળી સરખો પ્રભાવ કરી મ્હારા શરિ-
રના એક છેડાથી બીજા છેડા સુધી દોડી ગયું. હું વશિભૂત
સર્પ સમાન મોહની પાછળ પાછળ ઘરની અંદર ગયો.

મોહની આ સમયે બીજું કંઇ પણ ન કહેતાં ઝડપથી ઘરમાં દોડી જઇને હાથ પગ ધોવાને માટે જળ લાવીને મ્હારા પાસે મૂક્યું. ત્હેના સાથે ઉતાવળે જમવાની સગવડ કરી નાંખી. હું જમ્યા પછી આરામ લેવાને માટે પલંગપર સૂતો. થોડીવારે જોયું તો મોહની ધીમે ધીમે મ્હારા પલંગપર આવી. પરંતુ પલંગપર આવીને સૂતી નહિ પણ મ્હારા પગ ચાંપવા લાગી, એવામાં અચાનક પગે બાંધેલા પાટા ઉપર ત્હેનો હાથ પડયો અને તુરતજ મ્હને પૂછ્યું. મ્હેં ત્હેનો ઉત્તર આપીને પગ દાબવાને ઘણી નાપાડી છતાં ત્હેણે માન્યું નહિ અને દાબતીજ રહી. એ સમયે મ્હને મોહની સાથે વાતચીત કરવાનો અવકાશ મળ્યો. એ પ્હેલાં જમતી વખતે જરૂર જોગી વાત સિવાય અન્ય કંઇ પણ વાતચીત થઇ ન્હોતી.

મ્હેં કહ્યું—“ દેવિ! આ વખતે ત્હમારા માટે હું કપડાં નહિ લાવી શક્યો.”

મોહની—“ ત્હેના માટે કોણ ચિન્તા કરે છે! મ્હને હાલ એવી કંઇ કપડાંની જરૂર નથી.”

મ્હેં કહ્યું—“ કેમ! ત્હારાં કપડાં તો બધાં ફાટી ગયાં છે.”

મોહની—" હું હમણ્યાં ફાટેલાં કપડાં સાંધીનેજ પ-
હેરીશ. "

મ્હેં કહ્યું—" દેવિ ! ફાટેલાં કપડાં સાંધીને પહેરવાની
જરૂર નથી. આજે કપડાં લાવવાં હતાં; પરન્તુ દુષ્ટ
મૅનેજરના પાપમાં સ્હાંજ પડી ગઇ. આવતે રવિવારે તો
જરૂર લેતો આવીશ."

"સમય મળે તો લેતા આવશો, પરન્તુ કપડાં લાવો
અગર ન લાવો ત્હેની પરવા નથી; પણ શનિવારે સ્હવારે
સ્હવારે આવી જતા હો તો મ્હને ઘણી ખુશી ઉપજે છે."
મોહનીએ બીજો પગ ફેરવતાં કહ્યું.

ત્યાર બાદ પાછી સહજ સ્મિત કરીને મોહની બોલી—
" ફાટેલાં કપડાં પહેરવાથી અગર સાંધી સુધીને પહેરી રા-
ખવાથી લાજ નથી જતી ને ?"

હું મોહનીના કહેવાનો યથાર્થ ભાવ સમજી ગયો.
અને એ ભાવ સ્હમજી જવાથી મ્હારા હૃદયને સંપૂર્ણ આ-
નંદ થયો. એ આનંદ સહજ પ્રકટ કરવાને માટે મ્હેં કહ્યું:–
" હું ઑફિસમાં છ દિવસ સુધી અસહ્ય દુઃખ અને અપ-
માન સહન કરૂં છું; એ બધું શનિવારે સ્હાંજે ત્હારા મુખનું
દર્શન કરતાંજ વિસરી જાઉં છું. ખરેખર ત્હારા જેવી એક

પવિત્ર પત્ની મેળવવાથી હું મ્હને ભાગ્યશાળી સ્મઝુ છું. જગતમાં પરમાત્મા મનુષ્યને સંપૂર્ણ દુઃખ આપે છે; પરન્તુ ત્હેના સાથે કંઇક આશ્વાસન પણ આપે છે. ખરેખર મોહની! તું પણ એક મ્હારા હૃદયની મોહની છે. ત્હારા મુખમાં પરમાત્મા પ્રભુએ કોણ જાણે કેવી એક અજબ-શક્તિ મૂકી છે કે તે જોતાંની સાથેજ હું જાણે સ્વર્ગીય સુખનો આનંદ કરતો હોઉં એમ જણાય છે. કદાચ આ સ્થાને જો તું નહોત તો મ્હારા પરાધીન ગુલામગીરી જેવા જીવનની શી દશા થતે મોહની! મોહની! આ સિવાય મ્હને હજુ બીજી અન્ય કેટલીક વાતો કહેવી હતી; પરન્તુ કહી ન શક્યો. એ વખતે મોહનીના નેત્રોમાંથી બે ચાર અશ્રુબિન્દુઓ મોતીના દાણા માફક મ્હારા પગપર ખરી પડયાં. હું મ્હારી આંખે એ દૃશ્ય જોઇ શક્યો નહિ એથી તુરતજ પગ ખેંચી લીધો અને પ્રેમથી ઉછળતા હૃદયે મ્હારી મનોહર મીઠી મોહનીને મ્હારા હૃદય સાથે ચાંપી લીધી. આહા! મોહની! મોહની હવે તો મ્હારા હૃદય સાથે પોતાનું મુખ ચાંપી આંસુઓથી મ્હારૂં વક્ષઃસ્થળ ભીંજાવા લાગી. હું એ સમયે ઑફિસને ભૂલી ગયો, જગત સંસારને ભૂલી ગયો. તે એટલે સુધી કે મ્હને પોતાને પણ

ભુલી મોહનીના પ્રેમસાગરમાં મગન બની ગયો, એ વખતે મ્હને જણાયું કે જગત મોહનીમયજ છે. મ્હારૂં ન્હાનું સ્વર્ગસમ મકાન મોહનીમય બની ગયું છે, અને મ્હારૂં હૃદય પણ મોહનીમયજ છે. જીવનની સર્વ વાતો વિસરી ગયો, કેવળ વિસર્યો નહિ માત્ર એટલું કે મોહની મ્હારી છે અને હું મોહનીનો છું.

પ્રિય વાંચક! સંસારમાં મનુષ્યના ઉપર દુઃખ આવે છે ત્યારે તુફાની સમુદ્રના લોઢની માફક ધસારાબંધજ આવે છે; પરન્તુ તેમાં જ્યારે આવા શુદ્ધ; અને સાત્વિક પ્રેમ રૂપી માત્ર એકજ લહરી જો મળી જાય તો આ બધું લોઢા તેની પાસે તુચ્છ જ છે



## પ્રકરણ ૪ થું.–રૂકમાબાઇ.



બીજે દિવસે સ્હવારે પલંગમાંથી ઉઠી સાંસારિક કામમાં લાગી ગયો. અઠવાડિયામાં કેવળ એકજ દિવસ રહેવા પામ્યું, એથી સાંસારિક કામકાજ કર્યા વગર નથી. શેરીના સગાંવ્હાલાં, ભાઇબંધ-દોસ્તદાર અને

અન્ય આમ સ્નેહીને મળી મ્હારાપણું વધારવાનો અવકાશ નહિ મળતો હોવાથી સર્વ લોકો મ્હને આડંબરી અને અહંકારી સમજે છે. વધારે દુઃખની વાત તો શું કહું પરન્તુ એ બધાં સ્હમજે છે કે આ બધો આડંબર ત્હેની નોકરી-નોજ છે. પરંતુ એ કોઈ એમ નથી સ્હમજતા કે મ્હારી આ સત્યાનાશી નોકરીએજ મ્હારો અહંકાર ચૂર્ણ–વિચૂર્ણ કરી દીધો છે. એ નોકરીના લીધેજ આ સંસારમાં મ્હારો કોઈ મિત્રજ નથી.

સાંસારિક કામકાજથી પરવારીને હું બહાર ઓટલા-પર બેઠો બેઠો બીડી પીતો હતો. એટલામાં જે દૂધવાળી મ્હારે ત્યાં હમ્મેશાં દૂધ આપતી હતી, ત્હેણે આવી પૈસાને તકાદો કીધો. મ્હારા પાસે આ સમયે એક પાઇ પણ ન હતી. તેમજ બીજી કેટલીક ખાનગી ઑફિસોમાં અગાઉ નાણા અગર અર્ધો માસ થયો હોય તે પેટે જુજ રકમો મળે છે; પરન્તુ અમારી નખોદિયા ઑફિસમાં અમને બે ત્રણ કલાર્કોને તો માસ પૂરો થયા પછી પણ ત્રણ ચાર દિવસે પગાર મળતો હતો. કારણ કે પગાર આપવાની તારીખ મુકરર નહોતી. મૅનેજર સાહેબની મરજી હોય ત્યારે આપે; કદાચ અગવડે જો ભૂલ્યા ચૂક્યા પણ એકાદ બે જ રૂપિયા માગ્યા હોય તો

પછી જોઇ લ્યો "મૅનેજરનો ઝપાટો." આજે દૂધવાળીને મહિનો પૂરો થયે પૈસા આપવાનું લાચારીથી કહેવાની મ્હને ફરજ પડી.

મ્હારી વાત પૂરી થતાંની સાથેજ દૂધવાળી મ્હોં મ્હકાવીને (બોલી) "તમે મહિનો પૂરો થયે પૈસા આપવાની વાત કરો છો. તે આ મહિનો કે પેલો?

મ્હેં કહ્યું,—"આ મહિનો."

" જો તેમ હોય તો આ મહિનો પૂરો થતાં ઉપર પાંચ દિવસ થઇ ગયા તો હવે મહિનો ક્યારે પૂરો થશે?"

"આતો આપણા ગુજરાતી મહિનાની પાંચેમ છે, ઇંગ્રેજી મહિનો પૂરો થયે તને રૂપિયા મળશે." મ્હે કહ્યું. મ્હારી વાત સાંભળતાંજ દૂધવાળીનો તોબરો તો વિશેષ ચ્હડયો, અને પાછી તે મિજાજથી બોલી, અમે ગામડાના ગમાર અંગ્રેજી—ઇંગ્રેજીમાં ન સમજીએ, માટે જો રૂપિયા આપવા હોય તો આપો નહિ તો કાલથીજ દૂધ આપવું બંધ કરીશ."

મ્હારી પાસે રૂપિયા તો હતા નહિ, અને હલકા વર્ણની સ્ત્રીને મુખેથી વધારા પડતા શબ્દો સાંભળી નહિ શક્યો. જોત જોતામાં મ્હારા અને ત્હેના વચ્ચે જામી પડી.

પરંતુ એ વખતેજ મ્હારી મોહનીએ આવીને ઇશારાથી દૂધવાળીને અંદર બોલાવી લીધી. દૂધવાળી મોહનીની પાસે ગઇ, મોહનીએ કોણ જાણે દૂધવાળીના કાનમાં જરા સ્મિત કરીને શું કહ્યું કે તુરતજ દૂધવાળી હસતી હસતી ચાલી ગઇ, હું મોહનીની એ મોહનીશક્તિ કંઇ પણ ન સમજી શકયો, પરંતુ ત્હેનો એ કારભાર જોઇને અવાકજ બની ગયો.

થોડો સમય વિત્યાબાદ મ્હારા કૃષ્ણદાદા ઉદાસભાવે ઉતરેલે ચ્હેરે મ્હારા પાસે આવીને ઉભા રહ્યા. હું ત્હેનો એ ઉદાસ ચ્હેરો અને અકળાએલું મન જોઇને બોલ્યો, "દાદા ! આજ તાબયત કેમ છે?"

દાદાએ એક લાંબો નિશ્વાસ ખેંચીને કહ્યું:—"ભાઇ ! શરીરમાં તો કોઇ પ્રકારની અશાન્તિ નથી: પરન્તુ મનમાં લેશ પણ શાન્તિ નથી."

મ્હેં આગ્રહના સાથે કહ્યું,—"દાદા ! શું થયું ? આપના મનમાં એવું કયું દુઃખ છે ? " મ્હારા કૃષ્ણ દાદાએ એક લાંબો અને ઠંડો નિશ્વાસ નાખતા બોલ્યા,—"કાલે તો એટલી મોડી રાત્રે તમારા પાસેથી ઘેર ગયો; દરવાજે ખાસ્સો દોઢ કલાક બુમો મારતો થાકયો જ્યારે બાંકે બારણા ખોલ્યાં, ત્યાર બા એટલું મોડું કેમ થયું ? એ માટે ઝગડો

ચાલુ થયો.” મ્હેં કહ્યું.—“ એટલી રાત્રિ કેમ થઇ? એ માટે જરા સ્હમજાવી દીધું હોત તો બસ ઝઘડો ખલાસ થતે.

ભાઇ! શું તું એમ સ્હમજે છે કે મ્હેં કંઇ નહિ કહ્યું હોય, પરન્તુ અફસોસ.

વધારે શું કહું:—

“ હાયે ગયા ગૃહ ગામ મ્હારા, સ્ત્રી મ્હને ક્યાં આ મળી ?
ભટકે દિવસને રાત, કહ્યું તે ધ્યાનમાં ધરતી નહિ. ”

“ડાયમંડ”

વળી આ અભાગીણીના તકરારનું માત્ર એક કારણ ન હતું પણ એ સિવાય બીજાં અન્ય પણ હતાં.”

‘ વળી બીજાં શાં કારણ ? ” મ્હેં ઉત્સુકતાથી પૂછ્યું.

થોડા સમય પ્હેલાં મ્હેં એક જોડી એરીંગ ઘડાવી અપાવવાનો વાયદો કર્યો હતો, એ વાયદો કાલેજ પૂરો થયો. પરન્તુ તું જાણે છે કે પેલા પિશાચના પાપે રાત્રિતો ઑરિસમાંજ થઇ ગઇ એ વખતે એરીંગ કેવી રીતે લાવી શકું ? એ કારણ મ્હેં ત્હેને જણાવ્યું. આ સાંભળતાંજ એ વધારે ચ્હીડાઇ અને બોલી કેઃ—“ જો વધારે વખત થયો તો કાલે ઘેર આવવું ન હતું, અહીં તમારા વગર શું લૂખું ખાતાં હતાં ? ” ભાઇ ! મ્હારાથી તો હવે આ કષ્ટ સહ્યું

જતું નથી. ઑફિસમાં એ નરાધમ મૅનેજરનું દુઃખ અને ઘરમાં આ રાંડ શંખણી ચુડેલનું કષ્ટ આ બન્ને કષ્ટો મ્હારા હૃદયને લેશ પણ શાન્તિ લેવા દેતાં નથી ઑફિસ માંતો જેમ તેમ એ પાપીના શબ્દો, અપમાનો અને ધમકીઓ સહન થાય છે, પરન્તુ ઘરમાં આ દિવસ રાત્રિનો કલહ સહ્યો નથી જતો.

હું કૃષ્ણદાદાના દુઃખની કર્મકથા સાંભળી ઘણો ખિન્ન થયો. કૃષ્ણદાદા પત્નીને પ્રસન્ન રાખવાને માટે જીવતોડ પ્રયત્ન કરે છે, પેટ ભરીને પૂરૂં અન્નપણ ખાતા નથી, સારાં કપડાં-લત્તાં પણ પહેરતા નથી અને એ સર્વને બદલે પોતાની પત્નીને માટે કપડાં-લત્તાં અને ઘરેણાં—દાગીનામાં ખરચે છે છતાં પણ જોઇએ તેવો સંતોષ પ્રાપ્ત કરી શકતા નથી. તેમ સ્ત્રીને પણ સંતોષ થતો થી પણ ઉલટી ત્હેને બદલે લાઓ, લાઓની રઢ લાગી છે.

ખરેખર ! એક પ્રાચીન કવિએ કહ્યું છે કેઃ—

"બાળ, ભુપાળને ભિખારી, ચોથી ઘરની નાર,
છે-નથી તેમાં ન સ્હમજતાં, બસ લાવ, લાવને લાવ ?

અમારા જેવા પરાધીનતાના સપાટામાં સપડાયેલા માણસોને જો ગૃહમાં જોઇએ તેટલું સુખ પ્રાપ્ત ન થાય તો

ખરેખર ત્હેની સ્થિતિની પછી વાતજ ન પૂછવી. "દાદા! આવો ગભરાઓ નહિ પરમાત્મા સર્વ સારાંવાનાં કરશે. વાર કહો કાલે રાત્રે ઘેર જઇને જમ્યા તો હતાને? મ્હેં દાદાને ધીરજ આપી પૂછ્યું.

અરે ભાઇ! કેવું ખાવું, કેવું સૂવું? ન કંઇ ખાવા પામ્યો કે ન ક્ષણ ભર નિદ્રા પામ્યો. તું જાણે છે કે હજુ આપણો મહિનો પણ પૂરો થયો નથી, તેમ મ્હારા હાથમાં હાલ એક રાતી પાઇ પણ નથી, એવું જાણતાના સાથેજ એ દુષ્ટા જે જે અસામીઓ મ્હારા પાસે રૂપિયા માગતા હતા, ત્હેને ખબર આપીને બોલાવી લાવી. એ ત્રાસથીજ હું જીવ લઇને અહીં ન્હાશી આવ્યો છું." કૃષ્ણદાદાએ હવે સપૂર્ણ હ્રદયની વરાળ કહાડી

"એ આપે ઘણું સારૂં કર્યું. આજ તમે અહીંજ સ્નાન અને ભોજન કરો." મ્હેં દાદાને ભોજનનો આગ્રહ કરતાં કહ્યું.

'ભાઇ! એવું કરવાથી શું મ્હારો પ્રાણ બચશે? ઘરમાં ખાવા દેતી નથી; પરન્તુ બહાર ખાઇશ એ પણ દેખી શકવાની નથી. હજુ તું એ રાંડને ઓળખતો નથી. એની વાતતો એના પાસેજ છે!" એટલું કહીને 'હમણાં આવું

છું.' કહેતા દાદા ધીમે ધીમે પોતાના ઘર તરફ ચાલ્યા ગયા. હું દાદાના કષ્ટોનો બેઠો બેઠો વિચાર કરતો હતો, એટલામાં એક હાથમાં તેલનું કચોળું અને બીજા હાથમાં કાંચકી લઇ મ્હારી મોહની સ્હામે ઉભી છે. મોહનીના મુખચંદ્રનું દર્શન થતાંજ દાદાના કષ્ટની સર્વ વાતો વિસરી ગયો. કોણ જાણે મ્હારી મોહનીમાં કેવી એક અજબ શક્તિ રહી છે કે એને જોતાંજ હું પ્રેમસાગરમાં નિમગ્ન બની જઇ દાદાનાં તો શું પણ જગતમાં તમામ કષ્ટોને વિસરી જઉં છું. અને એથીજ એક કવિ કહે છે કે:—

પોથે સબ થોથે ભયે, પંડિત ભયે ન કોય,
ઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય."

## પ્રકરણ ૫ મું.—ધિક્કાર છે પરાધીનતા પિશાચાનીને !!

હું નાહી ધોઇ, જમીને થોડીવાર આરામ કરવાને માટે પલંગપર સઇ ગયો. એટલામાં મોહીની એક સુંદર પાનની બીડી બનાવી મ્હારા હાથમાં આપી ચાલી ગઈ. હું એ

પાનની બીડી ચાવતો ચાવતો મનોહર મોહનીના મંજુલ સુખનું ધ્યાન ધરતો ધરતો સૂઇ ગયો. જ્યારે આંખ ખુલી ત્યારે બરાબર સ્હાડા પાંચ વાગી ગયા હતા. સ્હાંજ પડવામાં હવે વધારે સમય ન્હોતો. આજે શરીરમાં એક પ્રકારની પ્રફુલ્લતા (પ્રસન્નતા) મળી, એ સ્વતંત્રતાની પ્રફુલ્લતા દેખાતા પાસે શબ્દોમાં પણ બતાવવાની–વર્ણવાની મ્હારામાં શક્તિ નથી. ગમે કાલે આ સમયે જે હું ઑફિસમાં ધસડબોળો કરતો હતો, તે આજે જાણે હું નથીજ. કાલે મ્હારામાં સ્વતંત્રતાનો લેશ પણ અંશ ન્હોતો પણ આજ સંપૂર્ણ છે. આજે મ્હારી ઇચ્છા જેમ આવે તેમ કરવાને શક્તિમાન છું. આજ કોઇની બીક નથી. દેહ, મન અને પ્રાણ સર્વ પ્રસન્ન અને પ્રફુલ્લિત છે, કિન્તુ કાલે આ સમયે મ્હારી ઇચ્છાનુસાર કરવાની મ્હારામાં સ્વતંત્રતા ન્હોતી, ચિત્ત સ્થિર અને નિડર ન્હોતું. દેહ, મન અને પ્રાણ સર્વ મુંઝાયેલાં હતાં. માત્ર ત્હેનું કારણ એટલુંજ કે તે પરાધીનતા હતી અને આજની પ્રસન્નતાનું કારણ સ્વાધીનતા છે. હાય પરાધીનતા !

જોત જોતામાં સ્હાંજ થઇ ગઇ, સાંસારિક, યા લૌકિક કાંઇ પણ કાર્ય પછી ન થઈ શકયું. શરદીના દિવસો એવાજ

હોય છે કે સ્હાંજ થવાના સાથેજ હાથ અને પગ કાબુ વગરના બની જાય છે. રાત્રે જમ્યા બાદ પાછો હું સૂતો અને પાછી મોહની આવી મ્હારા પગ દાબવા બેઠી. આજે મ્હેં ત્હેને બિલકુલ ન રોકી, હું સ્હમજતો હતો કે મ્હારૂં કહ્યું તે કદિપણ કબુલ કરવાની નથી.

આજ રાતના બીજી કેટલીક આડી અવળી વાતચીત થતી રહી, છતાં પણ મોહનીની વાતો આજે પૂરી ન થઇ. કિન્તુ એ વાતો સાંભળતાં સાંભળતાં હું નિદ્રાવશ થઇ ગયો. પાછલી રાત્રે જ્યારે ઉંઘ ઉડી અને આંખ ઉઘાડીને જોયું તો મોહની મ્હારા પાસે ન્હોતી, એજ વખતે મ્હારા હૃદયમાં મ્હોટો ધાસકો પડયો. જલ્દી જલ્દી પલંગપરથી ઉઠીને ઓરડાની બહાર આવીને જોયું તો મ્હારી મોહની એટલે વખતે સ્નાન કરી રસોડામાં દિપક સળગાવી મ્હારે માટે રસોઇ તૈયાર કરી રહી છે. રસોડાના એ પ્રકાશે એકદમ મ્હારા હૃદય મંદિરને અંધકારમય બનાવી દીધું. એ સમયેજ ઑફિસના મૅનેજર, હેડ કલાર્ક ઇત્યાદીની યાદી એ અંધ-કારમય હૃદયમાં ઉત્પન્ન થઇને મનની એ પ્રફુલ્લતાને સ્વતં-ત્રતા સહિત નષ્ટ કરી દીધી. એક પછી એક, અનેક વાતો મ્હારા હૃદયને હચમચાવા આવવા લાગી· પરન્તુ એ સર્વથી

અધિક કષ્ટતો માત્ર મોહનીના વિરહનુંજ હતું. હાય! રાત્રિ વિતતાના સાથેજ હું પરાધીન બની ગયો? ધિક્કાર છે પરાધીનતા પિશાચનીને!!!

એ સમયે કંઈક અંધારૂં હતું. કિન્તુ પાછું પલંગપર સુવાનું સાહસ ન થયું. પ્રાતઃકાળનાં કાર્યને સમાપ્ત કરતાં કરતાંજ સ્હવાર થઇ ગયું અને સ્હવાર થતાંના સાથેજ સાત પણ વાગી ગયા. હું જલ્દી જલ્દી જમવાને બેઠો, અને જોયું ત્યાંતો મોહનીએ આટલા સમયમાં પાંચ છ જાતની રસોઇ બનાવી રાખી છે! વખત વધારે થઇ જવાના ભયથી હું જોઇએ તેવી રીતે જમી પણ ન શક્યો ઝડપથી થોડું ઘણું અન્ન ખાઇ જેવું તેવું જમવાનું કાર્ય સમાપ્ત કર્યું ઉતાવળમાં કપડાં પહેરીને જોયું તો મ્હારા પાછળજ પાનની બીડી તૈયાર કરીને વિષાદભરી મોહની ઉભી છે. મોહનીની આંખો અશ્રુથી ભરાઇ ગઇ છે અને તે શિર નીચું નમાવી ચુપચૂપ ઉભી છે. મોહિનીનું એ વિવર્ણ મુખ જોઇને મ્હારા હૃદયના ટુકડે ટુકડા ઉડી ગયા. મ્હે મોહનીને હૃદય સરસી ચાંપી અને ધીમે ધીમે કહ્યું—" મોહની!" એ શબ્દો બોલતાંના સાથેજ મ્હારો કંઠ પણ રૂંધાઈ ગયો, એથી અન્ય કાંઇ વાત મુખમાંથી ન નીકળી શકી. મોહની પણ મ્હારા હૃદય ઉપર પોતાનું શિર રાખી મ્હારૂં હૃદય આંસુ-

ઓથી ભીંઝાવા લાગી. થોડો સમય વિત્યા બાદ મોહનીએ કંઇક સ્થિર થઇને કહ્યું—"આજ તમને જવાદેતાં મ્હારૂં મન કેમ એટલું બધું ચચંળ થઇ રહ્યું છે ?"

"મોહની તું મ્હારાપર આટલો બધો સ્નેહ શા માટે કરે છે?" મ્હેં મોહનીના શિરપર હાથ ફેરવતાં કહ્યું.

એ સમયે બહારથી કૃષ્ણદાદાએ મ્હને બોલાવ્યો. એ બોલવાનો અવાજ સાંભળીને મોહની ચમકી ગઇ અને આંખમાંના આંસુ લુછતી બોલી કે,—"સમય થઇ ગયો છે, હવે તમે જાઓ." હું એ વિષાદમયી, મૂર્તિને જોતો જોતો ઘરની બહાર નીકળી કૃષ્ણદાદા પાસે આવ્યો. રસ્તે ચાલતાં ચાલતાં કૃષ્ણદાદા પોતાના ગૃહસંસારની કેટલીક દુઃખમય કર્મ કથા કહી; પરન્તુ ત્હેનો સારાંશ એ હતો કે આ સવારે તે જમવા પામ્યા ન્હોતા, લાચાર એ બિચારાને આજ આખો દિવસ કડાકો ખેંચવો પડશે. કાલે રાત્રે તે સૂવા ન પાયો, આખી રાત્રિ લડાઇ ટંટામાં પસાર થઇ, કિન્તુ એ સર્વવાતોમાં મ્હારૂં મન લેશ પણ ન્હોતું. છટ હું મ્હોટો સ્વાર્થી છું. હું કેવળ ત્હેની વાતોમાં હં હં કરતો જતો હતો પણ મ્હારૂં મન મોહનીમાંજ હતું અને આંખોના સ્હામે પણ એજ મોહનીની આનંદમય મૂર્તિ હતી.

## આથી તે કેટલું સસ્તું હોઇ શકે.

# માત્ર દશ આનામાં ચારસેં પૃષ્ઠનું વાંચન

# દંપતીધર્મ પુસ્તકમાળા.

આ માળા કાર્તિક ૧૯૭૩ થી શરૂ થઇ ચુકી છે. જેનાં પુસ્તકો વિદ્વાન સાક્ષરોના હાથે લખાય છે. આવી મોંઘવારીના સમયમાં કેટલું સસ્તુ છે. વાર્ષિક લવાજમ ચારસેં પૃષ્ઠના દશ આના પોસ્ટેજ માફ.

**સં. ૧૯૭૩નાં પુસ્તકો**—પવિત્ર પ્રભુ પ્રેમનો પ્રભાવ દંપતીપત્રાલાપ, નવીન ગૃહિણી, (તૈયાર છે) દંપતી વાર્તા વિહાર, (છપાય છે) દંપતીગઝલમાળા, સોહાગીની, ચડતી પડતી, સ્વર્ગમાં શયતાન ત્હેમાંથી યથાસંયોગે નિકળશે.

## છપાય છે, શ્રીનાથજીનું પ્રાગટ્ય. છપાય છે.

આ પુસ્તકનાં વખાણ કરવાં તે સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે. આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ શ્રી નાથદ્વારાવાળા આચાર્યની સૂચના અનુસાર સુધારા વધારા સાથે છબીઓ સહિત તૈયાર થઇ એપ્રીલની શરૂમાં બહાર પડશે. હાલ નામ નોધાવનાર પાસે ૪આના પાછળથી આઠ આના.

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી જમાલપુર—અમદાવાદ.**

## પ્રકરણ ૬ ઠું.–મેનેજર કે રાક્ષસ.

આજે શનિવાર હોવાથી માથું પણ ઉંચું કરવાનો અવકાશ નથી. મોટા કલાર્કો પણ આજ કામમાં લાગી ગયા છે. કોઇ વડોદરા, મુંબઇ અને કલકત્તાના કાગળો આમ તેમ ફેરવી રહ્યા છે, તો કોઇ ધીમે ધીમે બુટના ચમકારા બોલાવતા આ રૂમમાંથી પેલા રૂમમાં અને પેલા રૂમમાંથી આ રૂમમાં આંટા મારી રહ્યા છે. અમે લોકો સૂકાયેલા ઝાડનાં પાંદડાં પવનથી કમ્પે તેમ કમ્પતાં માથાં નીચાં નમાવી કામ કરી રહ્યા છીએ. જ્યારે એક વાગ્યો ત્યારે ઑફિસનો પટાવાળો મ્હારા નામનો એક તાર આપી ગયો. મ્હારા નામનો તાર ! મ્હારા જીવનમાં મ્હારા નામનો તાર કોઇએ આજ સુધી મોકલ્યો નથી, તો આ તાર મ્હને કોણે મોકલ્યો ? હું વ્યાકુળ થઇને એ વિચારવા લાગ્યો. તાર હાથમાં લેતાંજ મ્હારૂં હૃદય ધડકવા લાગ્યું. રસીદમાં સહી કરવાને હાથ ઉપડતો ન્હોતો. આખરે મહા મુસીબતે સહી કરી ધીમે ધીમે તારનું કવર ખોલ્યું. તાર વાંચતાજ માથું ઘૂમવા લાગ્યું, હૃદય ધડકવા લાગ્યું, શરીર કમ્પવા લાગ્યું

અને આંખો સ્હામે અંધકાર છવાઇ ગયો. તાર વિશે શંકા ઉત્પન્ન થઇ, અને વિચાર કરવા લાગ્યો કે શું આ બાબત ખરી હશે? પાછો તાર વાંચવાનો પ્રયત્ન કર્યો; પરન્તુ ન વંચાયો કેમકે આંખે તો અંધારાં આવી ગયાં હતાં.

પાસેજ કૃષ્ણદાદા બેઠા હતા, ત્હેના હાથમાં વાંચવાને માટે મ્હેં તાર આપ્યો. ત્હેણે ચોખ્ખે ચોખ્ખું વાંચ્યું કે "તમારી સ્ત્રી કૉલેરાથી સપડાઇ છે, જલદી આવો" છતાં પણ હું વિચાર કરવા લાગ્યો કે, ઠેકાણું અગર નામમા તો ભૂલ નહિ થઇ હોય? કદાચ એ મ્હારા નામવાળો બીજો તો કોઇ નહિ હોય? કિન્તુ કૃષ્ણરાવે મ્હારૂંજ નામ બતાવ્યું અને મોકલનાર પણ એક મ્હારો આત્મીય મિત્રજ છે. હવે કોઇ પણ પ્રકારનો સંદેહ રહ્યો નહિ.

અચાનક એ બુરા સમાચારે મ્હને એટલો તો હિન બુદ્ધિ બનાવી દીધોકે, એ વિપત્તિના સમયમાં મ્હારે શું કરવું જોઇએ, એ પણ હું જોઇએ તેવી રીતે વિચાર ન કરી શક્યો. કૃષ્ણદાદાએ મ્હને ઘણો ઘણો સમજાવીને કહ્યું કે, ત્હમે પ્હેલાં જઇ હેડક્લાર્કને આ તાર બતાવો, અને ત્યાર બાદ ત્હેને સાથે લઇ મૅનેજર સાહેબ પાસે જાઓ

હેડક્લાર્ક સહજ કહેશે કે તુરતજ ત્હમને રજા મળી જશે. હવે વખત ન લગાડો, અને તેમ કરવાથી ડોઢ વાગ્યાની ટ્રેન તમોને હાથ લાગી જશે. હું તુરતજ ઉઠીને હેડક્લાર્કના રૂમમાં ગયો અને જતાંના સાથેજ તાર ત્હેના હાથમાં આપ્યો. ત્હેણે તાર વાંચીને બે ત્રણ પ્રશ્ન કર્યા. પરન્તુ હું ત્હેમાંના એક પ્રશ્નનો જવાબ આપી શક્યો નહિ. આંખમાંથી આંસુની ધારા વહીને મ્હારી છાતીને ભીંજવા લાગી. હેડક્લાર્ક સાહેબે મ્હારી આ દશા જોઇને થોડું દુઃખ પ્રકટ કરી સહાનુભૂતિ બતાવી અને " કંઇ ભય નથી, ઇલાજ કરવાથી જરૂર આરામ થઇ જશે." વગેરે વાક્યોથી મ્હને ધીરજ આપવા લાગ્યા. કિન્તુ ત્હેણે મૅનેજર સાહેબના પાસે જઇ મ્હને રજા અપાવવાનું લેશ પણ સાહસ ન કર્યું. લાચાર એ સમયે ધડકતા હૃદયને જરા ધીરજ આપી હું પોતેજ મૅનેજર સાહેબ પાસે ગયે અને તાર બતાવીને ન્હાના બચ્ચાની માફક રડવ લાગ્યો. સાહેબ ઘણાજ વિરક્ત થઇને બોલ્યા કે—" આજ શનીવાર છે, આજ મ્હને પણ વધારે કામ છે. કામ પૂરું થયે પાંચ વાગ્યા પછી જજો." " કેવું સત્યાનાશ!" મ્હારે મોહની મૃત્યુ—શય્યાપર પડેલી છે અને હું પાંચ વાગ્યે

પછી ઘેર જઇશ. સાધારણ બિમારી હોતતો કંઇ વાંધો ન્હોતો; પરન્તુ આતો કૉલેરા થઇ ગયો છે. તેથી ઘડી એ ઘડી કાપવી કઠિન છે છતાં પણ નિષ્ઠુર હૃદયનો મૅનેજર રજા આપતો નથી.” અહા! પ્રભુ! આતે મૅનેજર કે રાક્ષસ? શું ત્હેના હૃદયમાં સહજ પણ માનુષી ભાવના નહિ હોય! સ્વપ્નમાં પણ સાહેબ આવો જવાબ આપશે ત્હેનો મ્હને ખ્યાલ ન્હોતો. મ્હાગે ઉપરી હોવાના કારણથી તે આવી વર્તણુક કરી શકે, યદિ કોઇ આ સમયે બીજો હોત અને આવી વર્તણુક ચલાવતે તો હું ત્હેને કદિ ન છોડતો. કિન્તુ હવે શું કરૂં? આ સમયે મ્હારા હૃદયમાં એક પ્રકારનું જોસ આવી ગયું, હું એ જોસથી અસ્થિર બની ગયો. મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, મ્હેં કેવળ મોહનીના બિમાર થવાની ખબર સાંભળી છે, એ ખબર સાંભળતાંના સાથે મ્હારૂં ચિત્ત કેમ આટલું બધું ચંચળ બની ગયું છે? શું મોહની આ સંસારમાં નથી? શું? મોહની નથી.–” એ વિચાર હૃદયમાં આવતાંના સાથેજ હું પાગલની માફક બની ગયો અને એજ જોસથી મૅનેજર સાહેબને કહેવા લાગ્યો,–“ હું નોકરી કરવા નથી માગતો, અત્યારથી જ રાજીનામું આપું છું. હવે હું ઘેર જાઉં છું.” એવું કહી

હું જલ્દી સાહેબના રૂમમાંથી નીકળી બહાર આવવા લાગ્યો, એટલામાં સાહેબે એકદમ ચડપ દઇને મ્હારો હાથ પકડી લીધો અને કહ્યું,–"આ વખતે તું નહિ જઇ શકે, આજ ત્હારે હાથ જે કામ છે તે કોણ કરશે ? ભલે તમે નોકરી ન કરો, કાલ ન આવતો, કિન્તુ આજે જો આવ્યા છો તો આજનું કામ પૂરૂં કરશો ત્યારે જ જવા પામશો." હું અવાક્ થઇ ગયો, મ્હારા મુખમાંથી કોઇ વાત ન નીકળી. અમેરિકાના ગુલામી-વ્યાપારનુ જે પુસ્તક મ્હેં વાંચ્યું હતું તેવોજ હું શું ગુલામ છું. કહેવાના મ્હોટા લોકોના હૃદયમાં શું લેસ પણ દયાનો અંશ નથી ? હું તો એક પ્રકારનો કેદી બની ગયો. હવે શું કરૂં ? હું એ વિચાર કરી રહ્યો હતો એવામાં બહારથી કૃષ્ણદાદાએ આવીને સાહેબને કહ્યું,–"સાહેબ ! હું નવીનચંદ્રનું તમામ કામ પૂરૂં કરી દઇશ. આપે કૃપા કરી ત્હેને ઘેર જવાની રજા આપી દેવી જોઇએ."

સાહેબે એકવાર કૃષ્ણદાદાના તરફ તીક્ષ્ણ યા તિરછી દ્રષ્ટિથી જોયું, અને પછી મ્હને 'જા' કહી એક ધક્કો માર્યો; હું એ ધક્કો ખાતાના સાથેજ ઑફિસની બહાર નીકળી એકદમ રસ્તાના ઉપર આવીને ઉભો રહ્યો. ત્યાં આવતાં કંઇક

જીવ હેઠો બેઠો. ત્યાંથીજ સ્ટેશને દોડતો થયો, કિન્તુ હાય ! મ્હારા ત્યાં પહોંચતાંજ ગાડી છુટી ગઇ, ટ્રેનની સીટી મ્હારા હૃદયમાં એક પ્રકારનો ભયંકર આઘાત પહોંચાડયો. અને આ સમયેજ મ્હારા મુખમાંથી શબ્દો નીકળી પડયા કે, આતે મૅનેજર કે રાક્ષસ ? કે જેને મ્હારૂં સત્યાનાશ નીકળી જવાનો વખત આવ્યો એવું જાણવા છતાં પણ પોતાની રાક્ષસી ભાવનાનો ત્યાગ કર્યો નહિ.

## પ્રકરણ ૭ મું—હાય ! મોહની ગઇ !

લગભગ બે કલાક સુધી મ્હારે સ્ટેશન ઉપર બીજી ગાડીની રાહ જોવી પડી. અને બે કલાક મ્હારા માટે બે યુગ સમાન થઇ પડયા. હું હૃદય કઠોર કરી આમતેમ ફરવા લાગ્યો, એક જગ્યાએ સ્થિર ચિત્તે મ્હારાથી બેસી શકાયું નહિ. ટ્રેન આવવાની સમયે ટિકિટ ખરીદી, એટલામાં ટ્રેન સ્ટેશનમાં આવી, હું દોડીને ઉપર ચ્હડી બેઠો કે ટ્રેન છુટી. ગાડીમાં ઘણા માણસો બેઠાં હતાં, દરેકનાં મુખ પ્રફુલ્લ હતાં. કિન્તુ મ્હારૂં મુખ વિષાદની રંગ ભૂમિ થઇ

રહ્યું હતું. રહી રહીને આંખોમાંથી અશ્રુઓનાં ટીપાં મ્હારા ખોળામાં પડતાં હતાં, કદાચ કોઇ જોઇ જાય એવો ભય ધારી હું ત્હેને લુછી નાખતો હતો. ટ્રેન કે જેમાં હું બેઠો હતો, તે ઘણાજ વેગમાં જતી હતી; પરન્તુ મ્હને આજે એમજ લાગતું હતું કે હું જાણે રગશીયા ગાડામાંજ ગથડાતો–પીટાતો અને કુટાતો જાઉં છું. ટ્રેન દરેક સ્ટેશન ઉપર બબ્બે ત્રણ ત્રણ મિનિટ ઉભી રહેતી હતી. કોઇ સ્ટેશન પાસે આવવાથી જ્યારે ટ્રેન પોતાની ગતિ ધીમી કરતી હતી ત્યારે જાણે મ્હારા શિરપર વજ્ર પડતું હોયને એવો ભાસ થતો હતો. મિનિટ મિનિટના વિલંબમાં મ્હારૂં હૃદય વ્યાકુળ થવા લાગ્યું. એ પ્રમાણે એવા અનેક કષ્ટ સહન કરતો, વિચારના વમળમાં તણાયે જતો હતો. ટ્રેન ગોરેયાને સ્ટેશને આવી પહોંચી. હજુ તો ટ્રેન પૂરી ઉભી પણ રહી નહોતી ત્યાં હું તુરતજ કૂદી પડયો, એવામાં રેલ્વેના એક પોલિસે આવી મ્હારો હાથ પકડયો એ શું? હું જોર કરીને ત્હેના હાથમાંથી મ્હારો હાથ છોડાવવા લાગ્યો, કેમકે એ સમયે પણ મ્હને શરીર યા જગત્‌નું ભાન ન્હોતું, બસ મન મોહનીમાંજ લાગી રહ્યું હતું. મ્હને હાથ છોડાવતો જોઇને આસપાસથી બીજા પણ બે ત્રણ

પોલિસો આવી લાગ્યા અને ઉલટો વિશેષ મજબૂત જકડયો. આ સમયે મ્હને આવી રીતે શામાટે કેદ કર્યો તે હું જાણી શકયો નહિ. આજે મ્હને જણાયું કે હું કોઇ નવી અજાણી જગ્યાએ આવ્યો છું, ડગલે ડગલે મ્હારા પાસે નવી નવી વિપત્તિઓ આવી ઉપસ્થિત થાય છે. થોડી વાર એ સિપાઇઓના હાથનો માર ખાતા ખાતાં મ્હને જણાયું કે ચાલતી ગાડી કૂદી પડવાથી મ્હારા ઉપર આ વિપત્તિ આવી છે. મ્હેં સ્ટેશન માસ્તરના પાસે રડતાં રડતાં મ્હારો તમામ હેવાલ જણાવી ખુલાસો કર્યો.

સ્ટેશન માસ્તર ઘણા સારા માણસ હતા, અગાઉ પણ મ્હારે ત્હેમના સાથે વાત ચિત થઇ હતી, તેથી મ્હને ઓળખ્યો અને દયા લાવી છોડી દીધો. હું ત્યાંથી દોડતો સ્ટેશન બહાર નીકળ્યો. ગામ જવાના રસ્તે આવી જ્યારે ચાલવા લાગ્યો ત્યારે મ્હારા પગ આગળથી પાછળ પડવા લાગ્યા, જાણે તેમાં શક્તિજ ન હોય. ઘેર જઇને મ્હારી મોહનીને હું કેવી અવસ્થામાં જોઇશ ? એ વખતે મ્હારા મનમાં એજ પ્રબળ ચિન્તા પેઠી. હ્રદયના ધબકારા છૂટવા લાગ્યા. જાણે મ્હારા હ્રદયને કોઇ બહાર ખેંચી લેતું હોય એવો ભાસ થવા લાગ્યો. આવી કડકડતી શરદીમાં પણ

મ્હારૂં શરીર પસીનાથી નરબોળ થઇ ગયું. ત્યારે ધીમે ધીમે હું ગામના તરફ ચાલ્યો, મ્હને ચિન્તાએ એવો સતાવ્યો કે હું ક્યાં જાઊં છું.—એ પણ કેટલીક વાર સુધી ભાન ન રહ્યું. રસ્તામાં પણ કોઇ ગામનું કે શેરીનું માણસ ન મળ્યું. એ સમયે મોહનીની ખબર સાંભળવાને માટે ચિત્ત બહુજ ચંચળ થઇ ગયું, તે એટલે સુધી કે આ સમયે જો કોઇ મ્હારા પ્રાણને બદલે પણ મોહનીના સમાચાર આપે તો તે પણ આપી દઉં, કિન્તુ એ સમયેજ હૃદયમાં તર્ક ઉઠયો કે યદિ એ સમાચાર શુભ ન હોય. એ ધ્યાન થતાંના સાથેજ મ્હારૂં શિર ભમવા લાગ્યું. ત્યાર બાદ ચિન્તા જતી રહી. એવી અશુભ ચિન્તા મારા મનમાં ક્યાં સુધી ટકવા પામે ! કિન્તુ ચિન્તાને બદલે અસહ્ય વેદના ઉત્પન્ન થઇ મને વ્યાકુળ બનાવી દીધો.

હું એવીજ અવસ્થામાં પડેલો ગામની અંદર ઘુસ્યો. એ સમયે સ્હાંજ પડવા કઇક વાર હતી, કિન્તુ ગામના કોઇ પણ માણસ જોડે મ્હારે વાતચિત થઇ નહિ. એ લોકોને જોઉં છું ખરો, કિન્તુ એ લોકો ઇચ્છાપૂર્વક મ્હારા સ્હામેથી ખસી જતાં હોય એવું જણાય છે. ગામના લોકોના આવો વ્યવહાર આગળ મ્હેં કદિપણ જોયો ન્હોતો. આવો

અનુચિત વ્યવહાર જોઇને કોઇપણ માણસને બોલાવી પૂછવાની મ્હારી હિમ્મત ચાલી નહિ. જેમ જેમ જેમ હું ઘરની નિકટ પહોંચતો ગયો તેમ તેમ મ્હારા હૃદયની વેદના વધવા લાગી, પરન્તુ એ સમયે પણ મ્હારા હૃદયમાં એવી નિરાશા ઉત્પન્ન ન્હોતી થઇ કે હવે હું મોહનીને નહિ મળું. એ સમયે પણ હું આશાની મૃગજાળમાં ફર્યો હતો. અહો! ધન્ય પ્રિય આશા!

આ સમયે કેવળ એકજ વાત ઉપર મ્હારા જીવનનો આધાર અવલમ્બીત હતો. મ્હારા ઘર તરફ હું આ સમયે કેવી દશામાં જતો હતો એ માત્ર આટલામાંજ સ્હમજી લેજો. એ દશાને સમજાવી દેવાનું સામર્થ્ય મ્હારામાં અને મ્હારી વાણીમાં નથી. ક્રમશઃ મોહનીને જોવાને માટે મનમાં જે એક પ્રકારનો આગ્રહ હતો, તે પણ આ સમયે ન રહ્યો, આશાનો દિપક હૃદયમાં જ બૂઝાવા લાગ્યો. એક પગલું આગળ ભરૂં છું તો સાત પગલાં પાછો પડું છું. આગળ વધવાની ઇચ્છાજ હૃદયમાં થતી નથી. ઘરના દરવાજા પાસેજ એવી દશા બની ગઇ. ધીમે ધીમે મોટા દર્વાજામાં પ્રવેશ કર્યો. જોયું તો દરવાજે ઉઘાડો છે અને મકાન ખાલી પડયું છે. ઘરમાં સફાઇને બદલ જાણે તમામ ઘર રડી-કકળી રહ્યું

છે. હવેતો ઘરની અંદર પણ જવાની હિમ્મત રહી નહિ. માત્ર ત્યાંજ ઉભા રહી બુમ મારી,–"મોહની"

અંદરથી મોહનીના ઉત્તરને બદલે રોવા કકળવાનો અવાજ સંભળાયો. બસ હવે આટલેથીજ હદ આવી ગઇ ! ક્યાં મોહની અને ક્યાં ત્હેની આશા ! "મોહની નથી." એ વાત મુખથી બહાર પણ નીકળવા ન પામી, હું ત્યાંજ મૂર્છિત થઇને પડી ગયો.

## પ્રકરણ ૮ મું.–મોહની ગઈ!

કેટલોક વખત હું મૂર્છિત અવસ્થામાં પડયો રહ્યો તે હું નથી જાણુતો. જ્યારે શુદ્ધિ આવી અને જોયું તો, ગામના ત્રણ ચાર ભલા માણસો મ્હને ઘેરીને બેઠાં હતાં, અને હું મ્હારા સૂવાના ઘરમાં સૂતો છું. પહેલાં શુદ્ધિ આવતાંના સાથે મ્હને અન્ય કોઇ વાત યાદ ન આવી. કિન્તુ આ અવસ્થામાં મોહનીને મ્હારા પાસે ન જોતાં ક્રમશઃ સઘળી વાતો મ્હને યાદ આવવા લાગી. મ્હને વિશ્વાસ હતો કે મોહની મ્હને છોડી ક્યાંઇ પણ જઇ શકે? અને મોહનીની ગેરહાજરીમાં

પણ હું જીવિતદશા ભોગવી શકું ! એવી અસંભવ બાબતો પણ શું સંભવ થઇ ગઇ ? જોતજોતામાં હૃદયમાં એક પ્રકારનો તરંગ ઉઠ્યો–" મોહની ! મોહની ! મ્હારી મનહર મોહની ! મ્હારૂં જીવનધન ! તું આટલી બધી નિષ્ઠુર બની મ્હને કંઇ કીધા સંભળાવ્યા વગર એકવાર અન્તિમ વિદાયગીરીની પણ રાહ જોયા વિના આમ અનાયાસજ મ્હને છોડી ચાલી ગઇ ! મોહની શું નિષ્ઠુર હૃદયની છે ? ખોટી વાત–મ્હારી મોહની એવી સખ્ત હૃદયની નથી–તો પછી આમ શાથી થયું ? મ્હારી મોહની આજ મ્હારા પાસે કેમ નથી ? કોઇપણ કારણથી હું પલંગપર પડયો હોઉં, પરંતુ મોહની જો આ ભૂતલમાં હોય તો શું તે આ સમયે મ્હને છોડીને એક ક્ષણ પણ અલગ બેસી રહે ? કદ્પિણ નહિ; તો શું મોહની આ પૃથ્વિપર નથી, " આવી રીતે બકતો બકતો હું એજ ક્ષણે એક મ્હોટી ચીસ મારી ઉઠ્યો— " મોહની !"

મ્હારા એક સ્નેહીએ કહ્યું,–" ભાઇ ! ત્હારી મોહની મહા ભાગ્યશાળી હતી, એ સ્વર્ગમાં ચાલી ગઇ."

" શું મોહની સ્વર્ગમાં ચાલી ગઇ ? ત્હેના માટે બીજું સ્વર્ગ ક્યાં છે ? મ્હેં સેંકડો બદલે હજારો વખત મોહ-

નીના મુખેથી સાંભળ્યું છે કે મ્હારા સિવાય ત્હેનું અન્ય કોઇ સ્વર્ગ નથી. ત્યારે મોહનીએ એ સિવાય બીજું સ્વર્ગ ક્યાં મેળવ્યું ?"

મ્હારા સ્નેહીએ પુનઃ કહ્યું,–" બાપું ! તું હવે વધારે ના રડ. એ કાર્ય માત્ર પરમાત્માનેજ આધીન છે, તેમાં કોઇનો ઉપાય ચાલતો નથી–વૃથા શોક શામાટે કરે છે."

એ વખતે એક મ્હારી પડોસણે આવીને કહ્યું,–"હાય તમને એકવાર જોવાને માટે તે બહુ વ્યાકુળ હતી. કદાચ જો ત્હમને એ દેખત તો જરૂર બચત. અહા ! હજુ પણ ન આવ્યા, કહેતાં કહેતાં આંધળાની આંખરૂપ સોનાની પ્રતિમા માટીમાં મળી ગઇ !"

એટલું કહેતાં કહેતાંમાંતો પાડોશણનો કંઠ રૂંધાઇ ગયો, આંસુઓથી હૃદય ભીંજાઇ ગયું, અને હું ? હું આ સમયે મ્હારી એ વખતની સ્થિતિ બતાવી શકતો નથી. એ સમયે મ્હને દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો કે હું અભાગીજ એ મોહનીનો ઘાતક છું, અને મ્હેંજ હત્યા કરી છે. યદિ તાર મળતાંની સાથેજ હુ રવાના થયો હોત તો જરૂર મોહનીને જીવતી જોત ! મ્હારા ઘેર પહોંચતાના બે કલાક અગાઉજ મોહની ગૃહમાં અંધકાર ફેલાવી ચાલી ગઈ, યદિ હું સમય-

પર પહોંચી શકયો હોત તો નિશ્ચય મોહનીને બચાવી શકતુ. જ્યારે આ વાતો મ્હારા હૃદયમાં સ્ફૂરવા લાગી ત્યારે મ્હારાં શરીરમાં લાખો વિંછી ડંખોની વેદના થવા માંડી હાય ! પરાધીન–જીવનનું શું અન્તિમ પરિણામ આવું ભયંકર હશે ?

મ્હારી હૃદય મૂર્તિ મોહનીની ચિર–વિદાયગીરીના સમયમાં પણ ન આવી શકયો, છેલ્લીવારે પણ ત્હેનું પવિત્ર મુખડું ન જોવા પામ્યો. પ્રભુ ! આમ કેમ થયું ? જે વાતની સ્વપ્નમાં કલ્પના સરખી પણ ન્હોતી તે આજે અચાનક બની ગઇ. શું હું અમેરિકાની ગુલામગીરીમાં બંધાયો હતો ? હાય ! મૅનેજર ત્હારૂં સત્યાનાશ જજો ! જેણે પોતાના જીવનની પળેપળમાં મ્હને નહોતો વિસાર્યો તે એટલે સુધી કે અન્તિમ સમયે પણ યાદ કર્યા કર્યો ત્હેને મુખ પણ બનાંવવાનો અવકાશ નમળ્યો. ધિક્કાર છે પરાધીનતાને ! આવી નોકરી કરવાના કરતાં મોહની સાથે રહીને જો ભીખ માંગીને ખાધું હોતતો શું પેટ ન ભરાત ? આખરે મ્હારા દાસ–જીવનનું શું આજ પ્રાયશ્ચીત થયું ? કિન્તુ એ સમયે મ્હારા હૃદયમાં એક બીજી પણ બાબત ઉપસ્થિત થઇ. કોઇ ઘરની સતી લક્ષ્મી ચાલી ગઇ ! મ્હારી મોહની હવે આ પૃથ્વિ તળમાં નથી, એ સાંભળવા છતાં પણ જીવન રહ્યું ! પુરૂષોનું હૃદય

એટલું કઠિન હોય છે ? તો શું હું મોહનીપર સ્નેહ ન્હોતો રાખતો ? યદિ સ્નેહ હતો તો મોહની વિના આ સમય પણ હું કેમ જીવતો છું. આ સમયે પણ સ્મશાન જણાય છે કે મોહની મળી શકશે. કિન્તુ હુ તો પલંગપર સૂતો છું અને કદાચ મ્હારી મોહની આ સમયે બળતી ચિતામાં સૂતી હશે ! કોણ જાણે ક્યાંથી મ્હારા શરિરમાં એકદમ જોર આવી ગયું, હું પલંગપરથી ઉઠીને ઉભો થઇ ગયો. બધાંએ ઘણો મનાવ્યો; પરન્તુ કોઇનું કહેવું કાને ન ધરતાં એકદમ સીધો સ્મશાન તરફ ચાલ્યો. આ સમયે વિશાળ સંસાર મ્હારા સ્હામેતો સ્મશાન તુલ્ય હતો પણ જે સ્મશાનમાં મ્હારાં જીવનધન મોહનીની ચિતા કરવામાં આવી હતી એજ સ્થાન મ્હારા માટે તીર્થ છે.



## પ્રકરણ ૯ મું–સ્મશાન એજ સ્વર્ગ !



હું સ્મશાનમાં ગયો, ત્યાં પણ મ્હારી મોહની ક્યાં ? સ્મશાન સુનસાન જણાયું. અહિ ' મોહની નથી કિન્તુ સ્મશાનના એક સ્થાનમાં મોહનીનું એ પૃથ્વિમાં એક અન્તિમ

ચિહ્ન જોવાનું મળ્યું. હમણાંજ બુઝાઇ ગયેલી ચિતાના અં-
ગારાનો ઢગલો જોઇને હું સમજ્યો કે આ દ્વારાજ મ્હારી
મોહનીને સ્વર્ગમાં મોકલી કુટુંબીઓ ચાલ્યાં ગયાં છે.
એ સમયે એ અંગારાનો ઢગલો ઘણોજ સુંદર અને ઘ-
ણોજ ઉજ્વળ જણાયો. આ અંગારાઓના કરતાં આ પૃ-
થ્વિમાં અન્ય કયું પદાર્થ પવિત્ર છે ? હું ત્યાંજ બેસી
ગયો. મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ અંગારાઓમાંજ
મ્હારી મોહનીનું સૌંદર્ય, ગુણ, સરલતા, પવિત્રતા અને પ્રે-
મ એ સર્વ બળીને ભસ્મ થઇ ગયું છે. કેવળ મોહનીનુંજ
નહિ; પરન્તુ ત્હેના સાથે સાથે આ જીવનની આશા,
આનંદ અને ઉત્સાહ પણ બળીને નષ્ટ થઇ ગયો. ગમે તે
કારણથી હો, આ સમયે મોહનીની ચિતાના બચેલા અં-
ગારાઓનો એ ઢગલો મ્હારા જીવનની અપેક્ષા પણ મ્હારા
હૃદયમાં મનની સામગ્રી બની ગયો. જોયું, સ્મશાનમાં
આવતાં મ્હારા હૃદયની વ્યથા ઘણી ખરી ઓછી થઇ
ગઇ કેમકે, અહિં જાણે એજ અંગારામાં, હું એજ હંસ-મુ
ખી મોહનીને સાક્ષાત જોઇ રહ્યો છું. ત્યારે મ્હેં મનમાં
પ્રતિજ્ઞા કરી કે આ જીવનમાં આવા પવિત્ર સ્થાનને કદિ
નહિ છોડું.

મોહની ક્યાં નથી ? આ સ્મશાનની માટીમાં મોહની છે,—આ સ્મશાનની અગ્નિમાં મોહની છે,–આ સ્મશાનનાં જળ, અને વાયુમાં મોહની છે,–આ સ્મશાનના આકાશમાં પણ મોહની છે, ત્યારે મોહની ક્યાં નથી ? જ્યારે મ્હારી ચારેબાજુએ મોહની છે, જ્યારે મોહની એ મ્હને ચોતરફથી ઘેરી લીધો છે, જ્યારે હું મોહનીમાં તન્મય બની ગયો છું. જ્યારે લોકો શા માટે કહે છે કે. મોહની આ પૃથ્વિમાં નથી ? ખોટી વાત છે. મોહની સંસારમાં નથી પણ આ સ્મશાનમાં તો છે ને ?

હું સ્મશાનમાં મોહનીની ચિતા પાસે બેસીને એવું કહી રહ્યો હતો એવામાં કૃષ્ણદાદા ત્યાં જણાયા. ત્હેનો ચ્હેરો ઉદાસ અને આંખો અશ્રુપૂર્ણ જણાતી હતી. તેણે એક ઊંડો નિશ્વાસ નાંખી કહ્યું–" નવીન તું કાલે રાત્રે ક્યાં હતો ?

એ સમયે મ્હને કંઇક હોશ આવ્યું અને જોઉં છું તો પ્રાતઃકાળ થઇ ગયું છે, આખી રાત્રિ ચિતાના પાસેજ બેસી રહ્યો હતો, ત્હેના પહેલાં, દિવસ કે રાત્રિનું મ્હને લેશ પણ ભાન નહોતું. મ્હે કહ્યું, અહીં સ્મશાનમાંજ હતો.

" આખી રાત્રિ સ્મશાનમાં ! " કૃષ્ણદાદાએ કહ્યું.

"હા દાદા આ સ્મશાનમાં મ્હને શરદી, ગરમી કંઇ પણ જણાતું નથી" મે ઉત્તર આપ્યો.

"ચાલો હવે ઘેર ચાલો." કૃષ્ણદાદાએ કહ્યું.

મ્હેં કહ્યું—"દાદા! હવે હું ઘેર નહિ આવું, જેટલા દિવસ જીવીશ, એટલા દિવસ અહીંજ રહીશ."

"આવું પાગલપન કરવાથી ત્હારી નોકરી જતી રહેશે, માટે કંઇક સમજ. ગઇ વસ્તુ હવે પ્રાપ્ત નહિ થાય"

આ સાંભળતાંજ જાણે હું પાછો સંસારમાં આવી ગયો. ઑફિસ, મૅનેજર અને કલાર્કો સર્વની યાદ આવી. ઘણાથી, ક્રોધથી અને લજ્જાથી હું અધિર થઇ ઉઠયો. મુહૂર્ત ભરના માટે મોહનીની પવિત્ર પ્રતિમાં ભૂલી ગયો. મ્હેં ઉત્તેજીત સ્વરથી કહ્યું. હવે હું એ સત્યાનાશી નોકરી કરવા નથી માગતો."

કૃષ્ણદાદા—"ત્યારે નિર્વાહ કેવી રીતે ચાલશે?"

હું—"મ્હને ત્હેની કંઈ પણ આવશ્યકતા નથી."

કૃષ્ણદાદા—"તો જીવન રક્ષણ કેમ થશે?"

હું—"એવું પરાધીન જીવન ન રહેતો પણ સારૂં છે"

મ્હેં કૃષ્ણદાદાના દરેક પ્રશ્નનો ઉત્તર જેવો ઉત્તેજીત ભાવથી આપ્યો, એ જોઇને કૃષ્ણદાદા સ્મિત થઇને ઘણો

વખત મ્હારા સ્હામે જોઇ રહ્યા. ત્યારબાદ જ્યારે મ્હારૂં ચિત્ત કંઇ શાન્ત થયું ત્યારે ત્હેણે કંઇક વધારે સમજાવી ફોસલાવી ઘેર લઇ જવાનો આગ્રહ કર્યો અને સાથે તેમ પણ કહ્યું કે, જો નોકરી ન કરવી તો અન્ય કંઇ સ્વતંત્ર વ્યવસ્થા કરજે. કિન્તુ એ સમયે પાછી મ્હારા હ્રદય અને આંખોમાં એજ મોહનીની મધુરી–મૂર્તિ જાગી ઉઠી- ત્હેણે ઘણો સમજાવ્યો પરન્તુ મ્હને ઘેર જવાનું લેશ પણ મન ન થયું. અને આખરે એજ સ્મશાનની વૈરાગ્ય ભૂમિમાં રહેવાનું પસંદ કર્યું. એજ સ્મશાનમાં એક પર્ણકુટી બનાવી જ્યારથી હું અહિંજ રહ્યા કરૂં છું અને દિવસ રાત્રિ મ્હારી 'મોહની' ના નામનું રટણ કરૂં છું. જ્યા અજવાળી રાત્રિ હોય છે, રમણયનિ શ્વતરસ્મિ રેલાવતો, પવિત્ર પૃથ્વિ ઉપર અમૃતધારા વર્ષાવી રહ્યો હોય છે ત્યારે મ્હારા મ્હોડામાંથી તો આજ શબ્દો નીકળે છેઃ—

ગજબ, ગોળી, ગહન ભેદો, ન ભેદાયે ન સેવાયે ?
ગજબ આ ખલ્કના ખેલો, ન બોલાયે ન જોવાયે !
કરે ભાવિ સિતમ કેવો ! ન કે'વાનું ન સેવાનું !
હૃદય જીવન તણી ઉમદા, અહા ! એ ચીજ લઇ જાવું

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## વાર્તા ૨ જી.

# પત્ની ધર્મ.



( લખનાર-રા. મોહનલાલ ભુલાભાઇ-સ્હેન યોગી. )

આજ કાલ મુંબઇ વેપાર માટે હિન્દુસ્તાનમાં પ્રથમ નંબરે ગણાય છે. ખરેખર તે ચોરાશી બંદરનો વાવટો ધરાવે છે, તેમાં અઢારે વર્ણો ભિન્ન ભિન્ન ગામમાંથી ધંધાર્થે આવી વસેલી છે. જ્યાં લાખો ને કરોડો રૂપીઆની ઉથલ પાથલ હરનીશ થયા કરે છે. આ શહેરમાં મોહનલાલે એમ. એ. ની ડીગ્રીનું પૂછડું વળગાડવાનું દૂર મૂકી, પોતે કમર્શિયર કૉલેજમાં આવી દાખલ થયો હતો. આ વખત તેનું છેલ્લામાં છેલ્લું વર્ષ હતું.

મોહનલાલ મુંબઇમાં અભ્યાસ કરતો હતો. તેના પિતાશ્રીએ તેની સગાઇ પોતાના ગામના અંબાલાલ જોશીની પુત્રી નિર્મળા સાથે કરવા ધારી. આ વિચાર મોહનલાલના એક મિત્રે પત્રદ્વારા તેને જણાવ્યા હતા.

હિંદુસ્તાનમાં આર્ય સંસારના કઢંગા વિચારોએ હિન્દુ ધર્મને કન્યા વિક્રયથી કલંક આપવા ધાર્યું છે. તે કામમાં આજ સેંકડો નહિ બલકે હજારો વ્યક્તિઓ મશગુલ છે. પરંતુ વિક્રયની લક્ષ્મી ચાર છ કે આઠ મહિના જાહોજલાલી બતાવતી હશે! બાકી હું એમજ કહીશ કે, તે લક્ષ્મી તેવા વિક્રયીના હાથ અને મ્હોં બન્ને કાળાં કરી આખરે ભીખ માગતા ભીખારીની અવસ્થામાં લાવી મૂકે છે. જેમ આ ક્રૂર રિવાજ હિન્દુ ધર્મને જેટલો નુકશાન કર્તા છે તેટલો જ બંગાળા વગેરે કેટલાક પ્રદેશમાં વર વિક્રય પણ હાનીકર્તા છે. તેનાં પણ બુરાં પરીણામ આવી, ન્યાત:જાતની પાયમાલીના પાયારૂપ થયા સિવાય રહેતાજ નથી. અફસોસ! મારા હિન્દુ ધર્મના વિરાઓ ચેતો! ચેતો!! અને કન્યાવિક્રય તથા વરવિક્રયને સદાને માટે વિદાયગીરી આપો, તોજ તમારી જ્ઞાતનો સૂર્ય પ્રકાશ પામ્યા સિવાય રહેશે નહિ.

મોહનલાલ સરખા ઉચ્ચ કેળવણી લીધેલા સુસ્વરૂપ તરૂણને માટે કુળના પ્રબળે કરી, હિન્દુ સંસારના રિવાજ મુજબ કન્યાના બાપ તરફથી પહેરામણીની ઘણી મોટી રકમ આવે તેમાં શું આશ્ચર્ય? તોપણ મોહનલાલના પિતા કેળવણી પામેલા હોવાથી તેમજ સુધારકના અંગભુત

હોવાથી; પોતે સમજતા હતા કે, આજ કાલનો સુધારો તે સુધારો નથી, પરંતુ તે ખરેખર કુધારોજ છે. ખરો સુધારો કરવો હોય તો પ્રથમ અંગત સુધારો કરવાનીજ જરૂર છે. જો કંઇ પણ સારૂં કાર્ય કરવા ધારતા હો તો પ્રથમ પોતાનાજ ઘરથી શરૂઆત કરવાથીજ (ચેરીટી બીગીન્સ ફ્રોમ હોમ-charity bigins from home) કર્ત્તવ્ય પરાયણતા ગણાશે. મિથ્યા બણગાં ફુંકનારને કર્ત્તવ્યના પ્રદેશમાં તલવારની ધાર ઉપર ચાલવું પડે છે, તેનું ભાન કરાવ્યા સિવાય તેઓના કાન ઉઘડશે નહિ, તેવું તેઓ માનતા હતા, અને તેથી મોહનલાલને મળવાની પહેરામણી નહિ લેવાનો દૃઢ નિશ્ચય મોહનલાલના પિતાએ અંબાલાલને જણાવ્યો હતો. આમ કરવાથી ગ્નાતિના અંતઃકરણ દુભાશે તેની પરવા બન્ને વેવાઇએ રાખી નહોતી!

નિર્મલા શરીરે ગૌરવર્ણી હોઇ સુસ્વરૂપ હતી, તેમજ તેની અંદર કોઇ પણ જાતની ખોડખાંપણ નહોતી, તે અમદાવાદ વિમેન, મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમાં બીજા વરસમાં પાસ થએલી હતી. તેમજ આર્ટસ્કુલના ડ્રૉઇંગની બે વરસની પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થઇ હતી.

"એક કેળવાયેલી માતા સો શિક્ષકની ગરજ સારે છે"

ઉપલા વાક્યોને લાયકજ નિર્મલાની માતા અને દાદી ખરે-ખર આદર્શ આર્ય અબળાઓ હોવાથી, સ્ત્રી યોગ્ય વર્તનની નિર્મલાના અંતઃકરણપર તેમણે સારી છાપ બેસાડી હતી. પ્રાતઃકાળ થતાંની સાથેજ પથારીમાંથી ઉઠતી; દિશાજંગલ, દંતધાવન, સ્નાનાદિ કર્મ કરી પાસેના કમ્પાઉન્ડમાં જે જગ્યા પ્રથમ પડતર હતી. ત્યાં ફળઝાડો, તથા ફૂલઝાડો તેણે રોપી ઉછેરેલાં હતાં, ત્યાંથી કચરો કાઢી નાંખી કંપાઉન્ડ સાફ સુશોભિત બનાવવું. તેમજ તે ઝાડોને પાણી પાવું, પછી પોતાના પિતાજીની પુજા માટે પુષ્પ શમી-દુર્વાદિ આણવાં, એ તેનો પ્રાતઃવ્યવહાર હતો.

અંબાલાલ જોશી ઉત્તમ આર્ય ધર્મ ચુસ્ત હતા. સ્નાન સંધ્યા પૂજા વૈશ્વદેવ ઇત્યાદિ નિત્યકર્મ આટોપી ને પોતાની ઑફીસે જવાના ટાઇમ પહેલાં ખાઈ પી પરવારી ઑ-ફીસે જતા હતા, તે સાંજના પાંચ વાગ્યા બાદ ઑફીસેથી આવતા હતા, નિર્મળા ને હજુ સુધી પરીશ્રમનાં ગૃહકાર્ય સોંપવામાં આવ્યાં ન હતાં. તો પણ પોતાના ભાઇ બ્હેનના પાઠ જોવા, તેમાં ભૂલચૂક હોય તો તે બતાવવી એ કામ પોતાની શક્તિ અનુસાર તે બજાવતી. બપોરના વખતમાં ટો-પીઓ, રૂમાલ, મોજા વગેરે ગુંથતી. સંધ્યા કાળ થતાં

કોઇક ધાર્મિક ગ્રંથ પોતાની દાદીમાને વાંચી સંભળાવતી. રાત્રી ભોજન આરોપ્યા પછી પોતાની પિતામહીને આત્મલક્ષી કાવ્યો સંભળાવી ધર્મના રહસ્યની ચર્ચા કરી રાત્રે દશ વાગે બિછાનાપર જતી. પ્રભુ ભજન કરી નિદ્રાધિન થતી; તેને સાવિત્રિઆખ્યાન તથા દ્રૌપદીઆખ્યાન વાંચવાં બહુ ગમતાં હતાં; અને તેઓનાં ચારિત્રાપરથી તેના હૃદયમાં પતિભાવ સચોટ ઉદય પામ્યો હતો, આવી રીતનું નિર્મલાનું વિમલ વર્તન હતું.

મોહનલાલ સરખા સુધરેલા છતાં સાત્વિક વૃત્તિવાળા યુવાનને નિર્મલા સરખી પત્ની તદન યોગ્યજ હતી અને વિધાતાની દૃષ્ટિએ આ યોગ લાયકજ લાગેલો હોવાથી તેઓનો દંપતીયોગ જોડાવામાં કંઇ પણ વિઘ્ન કે આડખીલી નડી નહોતી. ખરેખર પૂર્વના પૂણ્યબળે મોહનલાલ નિર્મલા જેવું સ્ત્રી રત્ન પ્રાપ્ત કરી શકયો હતો.

સમય સમયનું કાર્ય કરે છે, તે કોઇ પણ કાર્ય માટે પોતાની ગતિને રોકતો નથી. તેવી રીતે સમય વહનની સાથે નિર્મલા શૈશવાવસ્થાથી વિમુકત થતાં સાસરે આવી. અજાણ્યા ઘરમાં કંટાળો ન આવે તેવી શક્તિ નિર્મલાએ સંપાદાન કરેલી હતી. મોહનલાલની માતા સુશીલ સ્વભા-

વની હતી. તે પોતાની વહુને કોઇ દિવસ એક શબ્દથી પણ દુભવતી નહિ. આથી જાતિવંત રોપ સારી જમીનમાં રોપતાં એકદમ જોસથી વધીને, પોતાની સુગંધથી સર્વ સ્થળ વ્યાપ્ત કરી મૂકે છે, તેમ તેની સ્વાભાવિક સુશીલતા સદ્‌ગુણોને તેના ઉત્તમ સ્વભાવની સાસુથી પરિપોષણ મળ્યું અને તેણે કેટલોક વ્યવહાર ભાર પોતાને શીરેજ ઉઠાવ્યો.

પરંતુ હવે એ સુવાસિક વેલી વધારે કસોટી થવાનો વખત આવી પહોંચ્યો. ચાર છ માસ જતાં મોહનલાલના માત પિતા એકાએક પ્લેગના રોગથી કાળને વશ થયાં! નવ દંપતી બિચારાં નિરાધાર થઈ પડયાં! મોહનલાલની પરીક્ષાને ફકત આઠ ચારજ માસ બાકી હતા, જેથી નિર્મલાને પોતાની સાથે મુંબઇ લઇ જવાની તેને ફરજ પડી. મુંબઇ જતા અગાઉ મોહનલાલને બે ત્રણ વખત ઉદ્વેગના પ્રસંગ આવી પડયા હતા અને તે પ્રત્યેક શાણી નિર્મલાએ પોતાના ચાતુર્યથી સંભાળી લીધા હતા. મોહનલાલને પક્કી ખાત્રી થઇ હતી કે, નિર્મલાને સાથે લઇ જતાં તે ભારરૂપ નહિ થતાં, ઉલટી મને મદદકર્ત્તાજ થઇ પડશે, અને ખરેખર તે પ્રમાણેજ નિર્મલામાં ગુણો હતા, તેની મોહનલાલને પ્રથમથીજ ખાત્રિ હતી.

મોહનલાલનું છેલ્લું વર્ષ હોવાથી તેમજ આના પિતાના મરણ ક્રિયામાં કેટલાક દિવસોની રજા ભોગવેલી હોવાથી, અભ્યાસક્રમને બરાબર વખતમાં પરીપૂર્ણ કરવા ખાતર તે તનમનથી મહેનત કરતો હતો. નિર્મલા પોતાના પતિના પરિશ્રમની કીમ્મત બરાબર જાણતી હતી. અને તાપે તપેલા મગજને શિતલ છાયાની ખાસ જરૂર છે, એમ ધારી પોતાના પતિના પરિશ્રમમાં વિશ્રામ આપવા માટે તલભાર પણ ચૂકતી નહોતી. તેની ખાતર બરદાસ બરાબર ઉઠાવતી હતી. ખાવા પીવાની, બેસવા ઉઠવાની અભ્યાસની જગ્યાની તેણે ઉત્તમ સગવડ કરી હતી. મુંબઇ સરખા વિશાળ શહેરમાં મકાનની—ભાડાની ભારી કીમ્મતથી અછત દાખવતા સ્થળમાં જો, સ્ત્રી સુવ્યવસ્થિત ન હોય તો મુશીબત કેવી પડે છે એ મુંબઇના વસવાટવાળાને અનુભવ થઈ ચૂકેલ હશે; આવા સંજોગોમાં જગ્યાની વ્યવસ્થા કરવામાં નિર્મલા એક્કા હતી.

નિર્મલાની વ્યવસ્થાથી મોહનલાલને કોઇપણ જાતનો પરિશ્રમ પડીને તેના અભ્યાસમાં ખામી ન પડે એમ થવા લાગ્યું. તે સાથે તે ઘરમાં એકલી પતિ સમાગમમાં, તરૂણ-નવ યૌવના છતાં, મોહનલાલને અત્યારે અભ્યાસમાં ખરેખર

ચિત લગાડવાની જરૂર છે, એમ ધારી કદાપિ પણ પોતાના પતિનો અમુલ્ય ટાઇમ પ્રેમ વાર્તામાં રોકતા નહિ. "Time is more Valuable than money પૈસા કરતા પણ વખત અમૂલ્ય છે" એ વાક્યને તે બરાબર સમજે છે તેની ખાત્રિ મોહનલાલને કરી આપેલી હતી.

આજે રવિવાર હતો. રવિવાર અભ્યાસી તથા નોકર વર્ગને તેમજ જેજે જગ્યાએ રજા પડે છે, તે તે વ્યક્તિઓને પુર્ણ સ્વચ્છંદતા ભોગવનારો થઇ પડે છે. મોહનલાલ સાંજના પાંચ વાગે એપોલોસ્ટ્રીટ ઉપર ફરવા ગયો હતો. શ્રમતિ મગજને દરિયાઇ સહેલ કરી શાન્ત કરવા બોટમાં બેસી દરિયામાં ફરવા નીકળી પડયો. ત્યાંથી પાછા ફરતાં મોહનલાલને પોતાની પ્રિય પતિન નિર્મલા માટે એક મુદ્રા ખરીદવાનું મંન થયું અને પોતે તરતજ એક પ્રખ્યાત ઝવેરીની પેઢી ઉપર જઇ રૂ ૫૦)ની એક વીંટી લીધી; અને તે મુદ્રાની અંદર જડવા માટે માણેકની તપાસ કરી. ઝવેરી ખરેખર પ્રમાણિક હોવાથી મોહનલાલને કહ્યું કે, હાલમાં માણેક માટે સબુરી પકડો કારણકે બીજા વેપારીઓ પોતાનો એ રૂપીયાનો લાભ હોય તો ગ્રાહક પચ્ચાસ સોના ખાડામાં ઉતારે છે, તેવું મારી પેઢીમાં નથી. માણેક આવશે

ત્યારે તમને ખબર આપવામાં આવશે માટે હાલતો સંતોષ માનો. આ ઉપરથી મોહનલાલને તેના ઉપર પરીપૂર્ણ ખાત્રી થઇ અને માણેક ઝવેરીની ખાત્રિનાં આવે ત્યારે ખરિદ કરવું એવો નિશ્ચય કરી હર્ષાનંદમાં ડોલતો ડોલતો ઘેર આવ્યો. પોતાના અભ્યાસ કરવાના ઓરડામાં જઇ કપડાં ઉતારી ખીંટીએ ભરાવવા લાગ્યો. નિર્મલાએ મોરી ઉપર સાબુ-ટુવાલ -ગરમ પાણી વગેરે મુકી બોલીઃ— "સ્વામિન્! પાણી તૈયાર કરી મોરી ઉપર મૂક્યું છે."

"હાં! ચાલો..........." આગળ બોલતાં હર્ષાનંદમાં શબ્દ ન જડ્યો અને મોહનલાલ ખડખડ હસી પડ્યો. નિત્યના કરતાં મોહનલાલની મુખમુદ્રા ઉપર આજે કંઇક આનંદની છાયા પ્રગટી રહી હતી. નિર્મલા તેનો આજનો ચહેરો જોતાંજ કળી ગઇ કે, સ્વામિનાથ આજ કંઇક નવિન હર્ષમાં છે, પરંતુ ગુપચૂપ શું થાય છે તે જોયા કરવું. વાગતું વાગતું જ્યારે નાકે આવશે ત્યારે સઘળું એની મેળે સમજાશે. મોહનલાલ સ્નાનાદિ કર્મ પરવારી અબોટીયું બદલી બોલ્યો;—"હાં! ચાલો થાળી પીરસો જોઉં!"

નિર્મલા, આ શબ્દો કાનપર અથડાતાંજ મનમાં જરા હસી. હસવાની છાયા મોહનલાલના જાણવામાં ન આવી

જામ તેવી રીતે બળાત્કારે હસવું રોકી રાખ્યું અને બોલી:– " સાયંસંધ્યા માટે આચમની–તરભાણું–ગૌમુખી–વગેરે તૈયાર કરી મૂકયા છતાં, આજે થાળી પીરસવાની આજ્ઞા ઉતાવળથી કેમ થાય છે?" મોહનલાલ ખરેખર આજ નિર્મલાના મુગ્ધ પ્રેમમાં પોતાનું ભાન ભૂલ્યો હતો. અને તેથી આશ્ચર્ય પામી બોલ્યો:–"કેમ ? કાલે સંધ્યાવંદન ડબલ કરીએ તો નહિ ચાલે?" પોતાના મગજમાં નિર્મલાના પ્રેમની થએલી અસર નિર્મલા સમજી ન જાય તે માટે પુરૂષ પ્રકૃત્તિને અનુસરી છુપાવતાં ઉપલો સામો પ્રશ્ન કર્યો!

નિર્મલાની પરીક્ષાનો આ વખત બરાબર હતો. ખરો પતિ ધર્મ આ વખતેજ બજાવવાનો હતો. ગૃહિણી પદને દીપાવનાર કર્ત્તવ્ય બજાવવામાં તે જરાપણ અચકાઇ નહિ. પતિ તરફ નજર કરી જરાપણ હાસ્ય નહિ કરતાં, કંઇક તીવ્ર પણ નમ્રતાયુક્ત સ્વરે કહ્યું:–" સ્વામિન્ ! નિત્યકર્મ બીજા દિવસપર મુલત્વી રખાયજ નહિ. 'આજ કરવાનું કામ કાલપર રહેવા દેવું નહિ' તે કહેવત શું આપ ભૂલ્યા છો."

આવા પ્રત્યુત્તરથી મોહનલાલ ચકિત થયો. પોતાની સ્રીના ખરી બાબત ઉપર આગ્રહી સ્વાભાવની તેને ખબર હતી. પરંતુ તેનો અમલ–બજાવણી પોતાના ઉપર પણ થશે તેમ તેણે સ્વપ્ને પણ આશા રાખી નહોતી. કેમકે વખત આવ્યા સિવાય માણસ માત્રની પરીક્ષા થતી નથી. તેવી રીતે નિર્મલા પરત્વે મોહનલાલને આવો પ્રસંગ કોઇ વખત આવ્યો નહોતો. નિર્મલાના આ ઉત્તર સમ્બધમાં કાંઇપણ નહિ બોલતાં, મોહનલાલે મુગે મોંઢે સંધ્યાવંદન કરી લીધું અને પીરસાઇ આવેલી થાળી જમી લીધી. રાત્રી ભોજન આટોપતા સુધી તે એક પણ શબ્દ બોલી શક્યો નહિ. કેમકે લજ્જાથી તેની જીભ ઉપડતીજ નહોતી. જમી રહ્યા બાદ નિર્મલાએ સુંદર પાન બનાવી પતીને આપ્યું.

મોહનલાલે મંદહાસ્ય કરી પાનબીડી લીધી, અને તે લેતાં લેતાં નિર્મલાના આંગળાં પકડી પોતાની ટચલી આંગળીથી નિર્મલાના ગાલ ઉપર ધીમેથી હુંસો માર્યો. નિર્મલા લજ્જિત બની પરંતુ આ વખતે હું પતિને બરાબર સમજાવી નહિ શકું તો હું મારો પત્ની ધર્મ ચૂકી ગણાઇશ કારણ કે, વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય પૂરેપૂરું પાળવું જોઇએ. તે હું સારી રીતે જાણું છું જેથી બે હાથ જોડી

પતિને બહુચાલાકીથી સમજાવી દીધો અને પોતે પોતાની મહાન ફરજમાંથી આજ મુકત પામી હોય તેમ આનંદ પામી પોતાના પતિને અભ્યાસમાં નિમગ્ન બનાવી પથારી કરી હાથમાં *દંપતી હિતેચ્છુ માસિક લઇ વાંચવા બેઠી.

અણિ ચુક્યો સો વરસ જીવે તે મુજબ મોહનલાલનો તે વખત જતો રહ્યો. પોતે કંઇ બન્યું નથી એમ ધારી તે દિવસની રાત્રી પસાર કરી. સવારમાં વહેલા ઉઠી પોતે ઇશ્વિર સ્તુતિ કરી અભ્યાસમાં પ્રવૃત્ત થઇ ગયો. કૉલેજમાં જવા માટે જમીને તૈયાર થતા અગાઉ નિર્મલાને પોતાના અભ્યાસ કરવાના રૂમમાં બોલાવી અને તેની ટચલી આંગળી પકડી જેકેટના ખિસ્સામાંથી વિંટી કાઢી પછી બોલ્યો પ્રિયા ! ગઇ કાલના મહાન વિજય માટે તારી આંગળીમાં હું જે ઇનામ આપુ છું તે સ્વીકાર!

× × × × × ×

---

*દંપતી હિતેચ્છુ આ પુસ્તક પ્રકાશક તરફથી નીકળે છે. જેનું લવાજમ કાંઇજ નથી. વાર્ષિક પોસ્ટેજ છ આના ભેટના પુસ્તકના છ આના મળી બાર આના લેવાય છે.

મોહનલાલની પરીક્ષા થઇ ગઇ હતી. આજ તેઓનું પરિણામ જણાવવાનું હતું. મોહનલાલની પૂરી ખાત્રિ હતી. કે આજ જરૂર પોતાને એલ. સી ઇ. ની ડીગ્રી મળવાની જ છે. આપણે એક ચૂકને માટે જ્યારે પાસ થયા તેના બદલા નિર્મલાને વિંટી બક્ષિસ કરી છે તો આજ આપણી કૉલેજની મહેનતનું પરિણામ બહાર પડશે તે આજના હર્ષ માટે તેજ મુદ્રા માટે કૉલેજમાંથી આવતાં માણેક લેતા આવવું. આવો મનમાં સંકલ્પ કરી ઘેરથી નિકળવાની તૈયારી કરવા લાગ્યો. તુરત નિર્મલા બોલીઃ–" નાથ ? ક્યારે કૉલેજમાંથી પાછા પધારશો "?

" કેમ ? કંઇ બહાર જવા વિચાર છે ?"

" સ્વામિન્ ! મારા મામા અહીં છે, તેઓની તબીયત જરા નરમ છે, તેવું મારી મામી કાલે કહેતાં હતાં જેથી તેઓને જોવા જવા વિચાર છે, આપની શી આજ્ઞા છે?"

" ભલે, જજો હું તો બરાબર પાંચ વાગે આજ કૉલેજમાંથી છુટીશ, અમારી પરિક્ષાનું પરિણામ આજ જણાવાનું છે." એમ કહી તે કૉલેજ તરફ ચાલવા લાગ્યો.

નિર્મલા પોતાના પતિના ગયા બાદ ઘરનું તમામ કામકાજ આટોપી પોતાના મામાને જોવા સારૂ ગઇ, તેના

મામાની તબીયત હાલ જરા નરમ હોવાથી, તેમની શેઠાણી તથા શેઠની છોકરી પણ તેમને જોવા સારૂ આવેલાં હતાં. ડૉકટર આવી દવા આપી બાદ નિર્મલાએ તેના મામા માટે ડૉકટરના કહેવા મુજબ કાંજી બનાવી. પોતાના મામાને ખવરાવવા સારૂ તેમના પલંગ આગળ આવી બેઠી, ધીમે ધીમે તેના મામા નિર્મલા સાથે વાતો કરતા હતાં એટલામાં નિર્મલાને તેની મામીએ બોલાવી તેના કાનમાં કંઇક કહ્યું. જે સાંભળતાં તેના મુખ ઉપર હર્ષ છવરાઇ રહ્યો. તેના મામાનો છોકરો એજ કૉલેજમાં મોહનલાલના સહાધ્યાયી હતો, તે પરીક્ષાનું પરિણામ બહાર પડતાં ઘેર આવ્યો અને મોહનલાલ પહેલે નંબરે પાસ થયા અને પોતે બીજે નંબરે પાસ થયો તે ખબર પોતાની માતુશ્રીને આપી. માતુશ્રીએ મુબારકબાદી આપી અને હર્ષાવેશમાં પોતાના છોકરાને પોતાના હાથની વિંટી આપી. નિર્મલાએ પોતાના મામાના છોકરાને મુબારકબાદી આપતાં મોહનલાલે નિર્મલાને એક ઘડીઆળ લાવી આપ્યું હતું તે આપ્યું. તેના મામાના છોકરાએ પોતાની બ્હેનનો આવો સ્નેહ જોઇ પોતાને મળેલી વિંટી પોતાની બ્હેન નિર્મલાને ઇનામમાં આપી. નિર્મલા ખુશ થતી થતી ઘેર જવા ઉઠી ! શેઠા-

ણીએ કહ્યું 'બ્હેન! નિર્મલા આપણી મૅાટર આવેલી છે. તો આપણે સાથે જઈશું."

નિર્મલા મૉટરની અંદર શેઠાણી સાથે વાર્તાલાપ કરતી ઘેર જવા નીકળી. રસ્તામાં ઝવેરીની પેઢી આવતાં શેઠની છોકરીને એક એરીંગ લેવાનું હોવાથી મૉટર ઉભી રાખી. બધાં ઝવેરીની પેઢીમાં ગયા. નિર્મલાએ મનમાં વિચાર કર્યો કે મામાના છોકરાને મુબારકબાદીમાં ઘડીઆલ આપ્યું પરંતુ હવે ઘેર મુબારકબાદીમાં શું આપીશ? એમ વિચાર કરી પોતાને જે વિંટી વિજય વખતે ઇનામમાં મળી હતી તે બદલાવી તેના બદલામાં મોહનલાલની ઘડીયાળને છેડા નથી તે મુબારકબાદીમાં આપવા ખરીદ કર્યો. શેઠાણી તથા શેઠની છોકરીએ ત્યાંથી છુટા પડવા વિનતિ કરી પોતે ઘેર આવી.

મોહનલાલે પેલી વીંટી માટે આજના હર્ષમાં માણેક જડાવી આપવા ઝવેરીની પેઢીમાંથી માણેક ખરીદ કર્યું. પતિ પત્નીએ પોતાના મનોભાવ પ્રમાણે પ્રેમાધિકાર બજાવ્યો, આપ વાતની એમાંથી કોઇને પણ ખબર પડી નહોતી. મોહનલાલ માંણેક લઇ ઘેર આવ્યો કે તુરત નિર્મલા હર્ષ ભેર પોતાના પતિને વળગી-કે તુરત મોહનલાલે પેલું માણેક કાઢી નિર્મ-

લાને આપ્યું, નિર્મલા તે માણેક લઇ ગાલ ઉપર હાથ ટેકવી વિચારમાં પડી. મોહનલાલ તેનો મનોવિચાર તુર્ત કલ્પી ગયો કે નિર્મલા આ માણેકથી વિચારગ્રસ્ત બની છે એ અનુમાન સિદ્ધ કરવા બોલ્યો·—"પ્રિયા! આ માણેકથી અજાયબ થાય છે?"

"સ્વામિન્! આ માણેક શામાટે?"

"એતો તે દિવસે તને જે વીંટી ઇનામમાં આપી હતી ને? તેના માટે."

"સ્વામિનાથ! મને માફ કરો તે મુદ્રાતો આજે મેં બદલાવી."

"હેં! શામાટે બદલાવી??"

"નાથ તમો પહેલે નંબરે પાસ થયા તેની મુબારકબાદીમાં મારે કંઇક આપવું જોઇએ! જેથી તે મુદ્રા બદલાવી આપની ઘડીઆળનો છેડો લીધો!"

ખરેખર અત્યારે નિર્મલા પતિને કંઠેવેલની માફક વળગી પડી! આનુ નામ દંપતી લાગણી! દંપતી પ્રેમ!

આમીન! આમીન!! આમીન!!!

---

## વાર્તા ૩ જી.

# સરલા.



### પ્રકરણ ૧ લું—દંપતી.

—:o:—

હૃદય આધાર છો મ્હારા, મ્હને ના ભૂલશો પ્યારા!
વિરહ દુ:ખ દર્દ હરનારા! મ્હને ના ભૂલશો પ્યારા!

"વસંત"

"તમે આ પલંગ પર બેસો" સરલાએ પોતાના પતિ શાન્તિલાલને કહ્યું. એ અમૃત જેવા શબ્દો સાંભળી શાન્તિલાલ ચુપકીથી પલંગપર બેસી ગયો.

સરલા પતિના પાસે ભોંયપર બેસી બોલી:—"આપ હવે દારૂ પીવો છોડી ધો. જુઓ દિવસે દિવસે તમારૂં શરીર ક્ષિણ થતું જાય છે, અને માથા ઉપર આનંદલાલના કર્જનો બોજો પણ ભારે થતો જાય છે. પ્રભુ! દારૂ ઉપર તમને આટલો બધો પ્રેમ કેમ વધી ગયો છે? શું તમે નથી જાણતા કે, ભલા ભલાની પણ દારૂથી ખરાબી થઇ ગઇ છે?"

"હા હું જાણું છું, પરન્તુ તું જે પ્રેમની વાત કરે છે તે સદંતર ખોટી છે. જગતમાં જો કોઇના ઉપર મ્હારો સાચો પ્રેમ હોયતો તે માત્ર તારાજ ઉપર છે." શાન્તિલાલે તુરતજ ઉત્તર આપી સરલાનો એક હાથ પકડી ત્હેને પોતાની પાસે બેસાડી. સરલાને હૃદય સરસી ચાંપી શાન્તિલાલે પુનઃ કહ્યું:-" શું હું ત્હારા ઉપર પ્રેમ નથી રાખતો?"

સરલાએ મ્હોંના પાસે મ્હોં લગાડી કહ્યું:—" પ્રેમતો રાખો છો, પરન્તુ એ પ્રેમનો થોડો અંશ તમારા અસત્ય બન્ધુ દારૂને મળે છે. એ ભાગ પણ મ્હને મળવો જોઇએ, કારણકે તેની સંપૂર્ણ હક્કદાર હું છું,"

શાન્તિલાલઃ—" વારૂ હવે પછી તેમજ, થશે પણ ધીમે, ધીમે. એકદમ દારૂ પીવો છોડી દેવાથી કાળજું ફાટી મરી જવાની ધારતી લાગે છે. તો સબુર કર થોડા દિવસમાં તારા કહ્યા પ્રમાણેજ થશે."

સરલા—" ભલે, ધીમે ધીમે છોડો. જે દિવસે તમે દારૂ છોડી દેશો, અને આનંદલાલનું તમામ કરજ ચુકાવી આપશો તે દિવસ સુવર્ણનો ઉગશે."

એ સાંભળીને શાન્તિલાલે સરલાને પ્રેમથી પુનઃ પોતાના હૃદય સરસી ચાંપી અને ત્હેની આંખો, હોઠ, ગાલ

અને મસ્તક ચૂમવા લાગ્યો. બન્નેએ ભવિષ્યના આનંદનું સ્મરણ કરી પ્રેમાશ્રુ વર્ષાવ્યાં. કેટલાક વખત સુધી બન્ને ચૂપ ચૂપ રહ્યાં, પાછો શાન્તિલાલ મૌન્ય ભંગ કરતાં બોલ્યો,—"દેવિ, હું પાછો એજ આપણા આગલા દિવસોને. એ દિવસો કે જે વખતે હું અઢાર વર્ષની વયનો હતો અને તું પંદર વર્ષની હતી. ત્યારે હું દારૂ પણ ન્હોતો પીતો. એ સમયે આપણે બન્ને કેવા આનંદમાં દિવસો નિર્ગમન કરતાં હતાં. તારા સાથે કેવો હું હાસ્યવિનોદ કરતો હતો. વખતે તને જાણી જોઇને સતાવતો, તું માના પાસે ફરિયાદી જતી, આથી હું વધારે ચીડાઇ ત્હારા કાન પકડતો. આખરે તું રડી દેતી કેમ? એક વખતતો તેં પણ રીસમાં મ્હને બચકું ભર્યું હતું. શું એ બધા દિવસો ત્હને યાદ છે સરલા?"

સરલા હસતી હસતી મૃદુસ્વરે બોલી,—"વાહ! કેમ યાદ ન હોય હજુ મ્હને એ બધું સંપૂર્ણ યાદ છે, પણ એ દિવસોને તો આજ દશ વર્ષ વીતિ ગયા. હવે એ દિવસો શું પાછા આવે?"

"કેમ ન આવે? જો હું દારૂ પીવો છોડી દઉં, ક-રજ પતાવી દઉં અને એક ન્હાની દુકાન ખોલું, તો પણ

શું એ કષ્ટ નહિ દૂર થાય? શું તો પણ એ દિવસો, એ આગલા આનંદના દિવસો પાછા આવીને નહિ મળે?"

સરલા,—"જરૂર મળશે." એ પ્રમાણે વાતો કરતાં બન્નેના ચક્ષુઓમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં અને બન્ને એ પાછી મૌન્યની ચાદર ઓઢી.

—(૦)—

## પ્રકરણ ૨ જું.–પ્રેમની પ્રતિમા.

કાલ રાત્રે શાન્તિલાલ પોતાના કેટલાક દોસ્તોના સાથે ફરવા ગયો હતો. રસ્તામાં દારૂની દુકાનની સર્વની સાથે પોતે પણ મુલાકાત લીધી, મ્હારા સમ ત્હારા સમમાં કેટલો લેવાયો ત્હેનું પણ ધ્યાન રહ્યું નહિ. આખરે રાત્રિના બાર વાગે નિશામાં ચકચુર બની બુમ બરાડા પાડતો ઘેર પહોંચ્યો; સાથે સરલાના પણ પૂરા બાર વાગ્યા. લાત પાટુ અને ગડદાઓથી બિચારીને અધમૂઇ બનાવી દીધી. પરંતુ પવિત્ર સાધ્વી મુખમાંથી એક શબ્દ પણ ન બોલતાં સહન કરવા લાગી. તે સારી રીતે સ્હમજતી હતી કે, આ વખતે પતિ નીશામાં છે.

રફવાર થતાંમાંજ શાન્તિલાલ શુદ્ધીમાં આવ્યો. આખા શરીરમાં વેદના થવા લાગી અને કંઇ જ્વર પણ ચ્હડયો. ગર્મીના દિવસો હતા, દિવસ જેમ જેમ ચ્હડવા લાગ્યો તેમ તેમ જ્વર પણ વધવા લાગ્યો. સરલા જઇને પતિના પાસે બેઠી, અને માથાપર હાથ ફેરવી ધીમે ધીમે પંખો નાખવા લાગી.

થોડો સમય વિત્યાબાદ શાન્તિલાલે ધીમે ધીમે આંખ ઉઘાડી જોયું તો માથા પાસે સરલા બેઠી છે. બન્નેની ચાર આંખો થઇ–સરલાની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં, પણ ટપક્યાં નહિ. ત્હેણે ધીમેથી કહ્યું;–પાછી શરૂઆત કરી કે? પરમ દિવસે શું પ્રતિજ્ઞા કરી હતી તે યાદ છે?"

"હા યાદ છે; માત્ર દારૂ ઓછો કરવાની."

"સરલા:–આ ઓછો થાય છે કે, વધતો જાય છે? શું આને ઓછો કરવાનું કહો છો? જો તેમજ હોય તો હું હવે મ્હારૂં શિર આ પત્થરના સાથે ફોડી દઉં."

શાન્તિલાલ:–"દેવિ! નહિ! એવું ન કરતી. તું શિર શા માટે ફોડે? હું મ્હારી દારૂની બાટલી અને ગ્લાસજ ફોડીશ."

સરલા,—" એ ક્યારે ? "

શાન્તિલાલ:—" સબુર જરા સબુર ! જે સ્વભાવ આ દશ વર્ષથી જડ ઘાલી બેઠો છે, તે શું માત્ર એક જ દિવસમાં ઉખડી શકશે. કમમાં કમ દશ મહિના તો જરૂર લાગશે. કાલે ત્હને મ્હારાથી બે શબ્દો ખરાબ કહેવાઇ ગયા છે, પરન્તુ સરલા ! એ માત્ર નીશામાંજ કહ્યા હતા તો દેવિ ! માફ કરજે. વારૂ, પણ ત્હને કંઈ વાગ્યું કર્યું તો નથીને ! એટલું કહી શાન્તિલાલ પલંગમાંથી સરલાનું શરીર તપાસવા બેઠો થયો—સરલાએ પોતાના બન્ને હાથે વડે પાછો સુવાડી દીધો. સરલા હવે આંસુ રોકી શકી નહિ એ રડતી રડતી બોલી:—"એ મ્હારોજ દોષ છે કે તમને એવો કઠોર સંકલ્પ કરાવું છું. પૃથ્વીમાં ઘણા પતિઓ દારૂ પીએ છે, પણ ત્હેની સ્ત્રીઓતો કંઈ પણ કહેતી નથી ! હુંજ એક નફટ છું કે તમને હર વખત દુઃખી કરૂં છું."

શાન્તિલાલ:—" દુઃખી ? એતો ઘણા આનંદની વાત છે. મ્હારો નાશ કરવાનો નહિ, પરંતુ મ્હારૂં રક્ષણ કરવાનો તારો ધર્મ છે. હું દારૂ છોડવાનો યત્ન કરૂં છું. ધીમે ધીમે

હું ત્હેનું એક ટીપું પણ નહિ ચાખું." સરલાએ વચ્ચે વાત કાપતાં કહ્યું,–જરા દૂધ લાવું ? પીશો ?"

શાન્તિલાલ,–"જરા ઠંડુ લાવજે."

એ સાંભળી સરલા ઓરડાની બહાર આવી જોયું, તો દાસી વાસણ માંજી રહી છે. દાસીએ પૂછ્યું,–"બા ! શેઠની તબિયત કેમ છે ?"

સરલા,–"ઠીક છે. તું એક ગ્લાસ મ્હને જલદી માંજી આપજો.

દાસીએ તુરતજ એક ગ્લાસ માંજી દીધો. સરલા કડાઇમાંથી દૂધ કહાડી પતિના પાસે ગઇ. દૂધ પીને શાન્તિલાલ સૂઇ ગયો. સરલા બહાર આવી. દાસી ચૂલો સળગાવા જતી હતી, સરલાએ ત્હેને રોકી કહ્યું.–"આજ રસોઇ કરવી નથી, માટે ચુલો સળગાવીશ નહિ."

"આજ એમ કેમ ?" દાસીએ પૂછ્યું.

"આજ મ્હારે અપવાસ છે." સરલાએ કહ્યું.

"બા ? આજે કંઇ એવો ત્હેવાર નથી."

"એ બાબત ત્હારે પૂછવાની જરૂર નથી. કારણ કે તું એમાં ના સ્હમજે."

"ઠીક, ત્હારે હું ઘેર જાઉ છું."

ભલે પરન્તુ ત્હાંજે જરા વ્હેલી આવજે કારણ કે મ્હારે માતાના મંદિરે જવું છે ત્યાં ત્હારી જરૂર પડશે. દાસી વારૂ કહી વિદાય થઇ. રસ્તામાં જતાં વિચાર આવ્યો કે સરલા આજે જમવાની નથી ત્હેનું કારણ એજ કે શાન્તિલાલ આજ જમ્યા નહોતા તેથી તે પણ ભૂખી રહી, ધન્ય છે. ' પ્રેમની પ્રતિમા !'

## પ્રકરણ ૩ જું—ગંગા.

શાન્તિલાલના પાડોશમાં રામલાલ અને તેની ધર્મ પત્ની ગંગા રહે છે. સરલા અને ગંગાને જેટલો સબંધ હતો તેટલો રામલાલ અને શાન્તિલાલ વચ્ચે ન હતો. જ્યારે પુરૂષ વર્ગ કામપર ચાલ્યો જતો ત્યારે ગંગા સરલાને ત્યાં આવતી, કેટલીક ઉપદેશની વાતો સાંભળી સદ્‌ગુણ ગ્રહણ કરતી.

આજ પણ ગંગાએ છત ઉપર ચ્હડી સરલાને કહ્યું;— " બ્હેન ! તહમારા પતિ ઘરમાં છે ? આજ તહમને મારે એક બહુ જરૂરી વાત કહેવાની છે. "

સરલા—" આવ આવ, ઘરમાં કોઇ નથી."

ગંગા એ સાંભળી નીચે ઉતરી અને બન્ને મકાનોની વચ્ચે જે દરવાજો હતો તે ખોલી ગંગા સરલાના પાસે આવી. સરલાને ગંગા મ્હોટી બ્હેન નહિં ગણતી હતી તેથી બોલી—" બ્હેન તું આશિર્વાદ આપ કે હું તારા જેવી બનું"

સરલા,—" શું મ્હારા જેવી! મ્હારામાં એટલું બધું શું છે? મ્હારા કરતાં પણ સરસ બનો. સીતા અને સાવિત્રીના જેવાં થવા ઇચ્છા રાખો."

ગંગા,—" વારૂ, એ બધું તો થશે. પણ ત્હમને એક વાતની ખબર છે?"

સરલા,—" કઇ વાત?"

ગંગા,—" આવતી કાલે આનંદલાલ તમારૂં મકાન લીલામ કરવાનો છે. માફ કરજે બ્હેન! આવી ખરાબ વાત હું લાવી."

સરલા આ વાત સાંભળી લેશ પણ ગભરાઇ નહિ અને કહેવા લાગી કે "કંઇ ફિકર નહિ બાપુ! હમ્મેશાં જે બનનાર છે તે મિથ્યા થતું નથી. "આપણે ધારીએ છીએ કંઇ અનેપ્રભુ કરે છે કંઇ" સર્વ બાજી તે પ્રભુના હાથ-

માં છે. મ્હારા પાસે એટલી રકમ પણ નથી કે ત્હેનું કરજ અદા કરૂં. ખેર થાય તે ખરૂં."

ગંગા સરલાનો હાથ પકડી બોલી—"બ્હેન ! એક ઉપાયથી ત્હારા ઘરનો બચાવ થાય તેમ છે. જો મ્હારી વાતનો સ્વીકાર કરેતો કહું."

સરલા:—"સ્વીકારવા ગોગ્ય હશે તો કેમ નહિ સ્વીકારૂં"

એ સાંભળી ગંગાએ પોતાના ડોકમાંથી એક સોનાની કંઠી કહાડી સરલાનાં કંઠમાં પ્હેરાવી દીધી અને કહ્યું;—"આ કંઠીનાજ પૈસાવડે તમારા પૂર્વજોનું મકાન બચાવો."

એક મિનિટ તો સરલા સ્તબ્ધ બની ગઇ. ત્યાર બાદ તુરતજ કંઠી કહાડી ત્હેણે ગંગાને કહ્યું;—"ગંગા ! તું હમણાં તો આને રાખ. આવી બાબતો મ્હને ગમતી નથી. હું કોઇના પાસેથી આર્થિક મદદ લેવા ઇચ્છતી નથી. જ્યાં સુધી મ્હારા ઘરમાં અન્નનો એક છેલ્લો દાણો રહેશે ત્યાં સુધી હું કોઇના પાસે પણ હાથ લંબાવીશ નહિ. આખરે એ જ્યારે નહિ રહે અને ભૂખ્યા મરવાનો સમય આવશે ત્હારે મ્હારો હાથ લંબાવી માત્ર અન્નની માગણી કરીશ ગંગા ! પણ પૈસા–ટકા હું નહિ લઉં. મકાન લીલામ એટલું કહેતાંના સાથે સરલાની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં સાથે

ગંગાનું હૃદય પણ ભરાઇ આવ્યું. "પૈસા—ટકા ભલે ન લ્યો: પરન્તુ આ ઘરેણું તો ભેટ તરીકે જરૂર સ્વીકારવું પડશે." ગંગાએ આગ્રહ કરતાં કહ્યું.

"તે શું ત્હારી પાસેથી ? ગંગા ! તું તો મ્હારી ન્હાનીબ્હેન છો તો ઉલટું મ્હારે ત્હને આપવું જોઇએ. ગંગા ! ખોટું ન લગાડીશ ! પતિને પૂછ્યા સિવાય કોઇ પણ કાર્ય કરવું ન જોઇએ."

સરલા હજુ કંઈ કહેવા જતી હતી એટલામાં શાન્તિલાલનો અવાજ સંભળાયો ગંગા દોડીને પોતાના ઘરમાં ચાલી ગઇ.

—:o:—

## પ્રકરણ ૪ થું.–ઘરનું લીલામ.

બીજે દિવસે ગંગાની વાત ખરી નિવડી. આનંદલાલે શાન્તિલાલનું મકાન લીલામ કરાવી દીધું. પોતાનાજ મકાનમાં સરલા ભાડું આપી રહેવા લાગી; સરલા સમજી કે આ હારુનીજ ખરાબી છે, શાન્તિલાલ પણ સ્હમજ્યો કે આ મારાં પાપ મ્હને નડયાં છે; પણ બન્ને ચૂપ ! જે સમયે

મકાનનું લીલામ થયું એ સમયે કોઇના પણ ચક્ષુમાંથી એક અશ્રુબિન્દુ નહિ પડયું. હવે મકાનનું ભાડું આપવું પડશે. સરલાએ વિચાર્યું કે હવે ભાડાના રૂપિયા ક્યાંથી આવશે. આખરે ત્હેણે વિચાર કર્યો કે ઘરકામના માટે દાસી રાખેલી છે ત્હેને રજા આપીશ ત્યારે એટલા ખર્ચનો પણ બચાવ થશે. બીજે દિવસે દાસીને રજા આપી. દાસીએ આવી નોકરી ન છોડવા ઘણું કહ્યું અને આખરે પગારપેટે એક પાઇ પણ લેવા ના પાડી; પરન્તુ સરલાની વાત સામે એ બિચારી કેવી રીતે ટકી શકે. આખરે દાસી માયાળુ શેઠાણીની રજા લઇ ચાલી નીકળી. જતી વખતે ત્હેણે કહ્યું. "બા! કામ હોય કે તુરતજ મ્હને વગર સંકોચે બોલાવજો બે ચાર વાસણો માંજી જઇશ"

દાસીના ગયા બાદ સરલાએ ચારે બાજુનાં બારણાં બંધ કર્યાં અને વાસણ માંજવા બેઠી. વટલોઇ અને તપેલી લઇ પ્હેલાંતો એક ઇંટના ટુકડાથી ખૂબ ઘસવા લાગી. માથેથી પસીનો ઉતરવા લાગ્યો. હાય! જેણે આજ સુધીમાં એક કટોરો પણ માંજ્યો ન્હોતો તે આજ વટલોઇ અને તપેલી શી રીતે માંજી શકે? થોડાજ સમયમાં સરલા પ-સીનાથી તરબોળ થઇ ગઇ. એ બિચારી ન્હોતી જાણતી કે

વાસણ માંજવામાં કેટલી મહેનત પડે છે. કદાચ જો તેને આવી ખબર હોત તો તે કદિપણ દાસીને રજા ન આપત.

હજુ વાસણ માંજતી હતી એટલામાં બહારથી શાન્તિલાલે કમાડની સાંકળ ખખડાવી. સરલાએ જલ્દી જલ્દી ઉઠી હાથ પગ ધોઇ મ્હોં ઉપરનો પસીનો લુછી કમાડ ખોલ્યું શાન્તિલાલે અંદર દાખલ થતાંજ પૂછ્યું,—" આ વાસણ કોણ માંજતું હતું ? ત્હારૂં મ્હોડું આવું લાલ કેમ થઇ ગયું ! દાસી કયાં ? "

સરલા.—દાસીને રજા આપી. "

શા.—" કેમ ! "

સ.—" એમજ "

શાન્તિલાલઃ—" હાલમાં તેને રજા આપવાની જરૂર નહોતી, તારાથી વાસણ નહિ મંજાય. "

સરલાઃ—" નહિ મંજાયતો દાસીને પગારના રૂપિયા ક્યાંથી આપવા ? મકાનનું ભાડું પણ હવે આપવું પડશે. કમાણી વગરના બધા ખર્ચ કયાંથી પૂરા કરવા ત્હેનો પણ કંઇક વિચાર કરવો કે નહિ ? હવે ખોટો ખર્ચ હું નહિ થવા દઉં જો આપ મ્હારી વાતનો હવે સ્વીકાર નહિ કરે તો હું આ ભીંતના સાથે મ્હારૂં માથું અફાળીને મરીશ."

શાન્તિલાલઃ—"અરે! આની આફત કેમ ખમાય. જરા જરા વાતમાં પણ ક્રોધ. તને યોગ્ય લાગે તેમ કર. હું ન જાણું" એટલું કહી શાન્તિલાલ બહાર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૫ મું-દારૂની મ્હોંકાણ.



આજે સ્હવારથી શાન્તિલાલ કોણ જાણે કયાં ચાલ્યો ગયો છે. અહીં સરલાને સખ્ત તાવ ચડયો છે. તે આખો દિવસ બેશુદ્ધિમાં પડી હતી. પાણી પાવાને માટે પણ કોઇ મનુષ્ય ન્હોતું. દિન ભારતો એક ટીપા જળને માટે તરફડતી રહી, પણ શાન્તિલાલને તેની લેશ પણ પરવા નથી.

સન્ધ્યાના સમયે સરલાને કંઇક શુદ્ધિ આવી, પણ બિચારી પથારીમાંથી ઉઠી શકી નહિ. સૂતાં સૂતાં વિચારવા લાગી—હાય! રાત્રિતો થવા આવી પરન્તુ એ હજુ કેમ નહિ આવ્યા હોય? આજ આખો દિવસ ત્હેણે કંઇ ખાધું પણ નથી. હાય! બિચારા આ વખતે ભૂખના માર્યા તરફડતા હશે. કદાચ હમણા તેઓ ભૂખ્યા આવશે તો હું તેમને શું આપીશ? રસોઇ તો કરી નથી. એ શું જાણશે આજ મ્હારી શી દશા હતી? ચાલ જીવ ઉઠ બે રોટલી તો

બનાવી નાખું." એટલું કહી સરલા ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી પરન્તુ આજે શક્તિહીન થઇ ગયેલી હોવાથી બિચારી ઉઠતાંના સાથેજ ભૂમિપર પટકાઇ પડી. પાછી ઉઠી અને ધીરે ધીરે રસોડા તરફ વધી ત્યાં જઇને જૂએ છે તો વાસણમાં લોટ પણ નથી, રોટલી કરે શાની.? ત્યાંથી ઉઠી બહાર આવી. બારણા ઉઘાડી દિવાલને આધારે ટંટોળી ટંટોળી સરલા અંધારામાં પગ મૂકવા લાગી. બે ત્રણ મિનિટમાં તે ગંગાને ઘેર આવી પહોંચી અને બૂમ મારી ગંગાને બોલાવી. સરલાને જોતાં જ ગંગા એકદમ બહાર આવી અને પૂછવા લાગી,— "બ્હેન ! રાત્રે શું કામ પડયું ? આવ અંદર ચાલી આવ"

સરલા,—"ના હું અંદર નહિ આવું. તે હજી સુધી આવ્યા નથી."

ગંગા,—"વારૂ તો બોલ ત્હારે શું જોઇએ છીએ ?"

સરલા,—"જોઇએ ! ગંગા ! પૈસા નહિ, દાગીના નહિ, પરન્તુ એક ચપટી આટો ! તુંને યાદ હશે કે મ્હેં એક સમયે ત્હને કહ્યું હતું કે, જ્યારે મ્હને આવશ્યકતા હશે ત્યારે ત્હારા પાસે માત્ર અન્ન માગીશ. પણ પૈસા-ટકા નહિ લઉં. આજે એજ અનાજ હું ત્હારા દરવાજાપર માંગવા આવીછું"

ગંગાએ સરલાનો હાથ પકડી લીધો. "બ્હેન ! શા માટે મ્હને શરમાવે છે. તું આટો લઇને શું કરીશ? રાત્રિતો પડી ગઇ છે. કયારે એ રોટલી થશે અને કયારે ખાઇશ? આજે કૃપા કરી મ્હારે ત્યાંજ જમી લે. ત્હારી તબિયત પણ આજે લથડી ગઇ છે, ને જો હવે વધારે કષ્ટ સહન કરીશ જરૂર ત્હારા જાનને ધક્કો લાગશે અને કદાચ નારાયણ ન કરેને ત્હને કંઇક—"

સરલા,—"શાયતો હું જરૂર ભાગ્યશાળી બની જાઉં ગંગા ! હું ઇચ્છું છું કે પતિના ચરણમાં મસ્તક રાખી હું મર્ણ પામવા રાજી છુ."

ગંગા,—આવા દારૂડીઆ પતિનું ચરણ—':

સરલા,—"દારૂડીઆ છે તો શું ? પતિતો છે ને? સરલા વચ્ચે વાત કાપતી બોલી.

ગંગા,—"હા પતિ છે, પરન્તુ આવા પતિને માટે આટલો બધો સ્નેહ રાખવો"

સરલા,—"વાજબી છે ગંગા. બસ હવે કૃપા કરીને મ્હને આટો આપ વાર થાય છે બારણા ખુલ્લાં મૂકીને આવી છું."

ગંગાએ ઘરમાં જઇને એક વાસણમાં કેટલોક ઘઉંનો લોટ લાવી આપ્યો. સરલા ધીમે ધીમે પોતાને ઘેર આવી પહોંચી. ઘરમાં આવતાંજ તેણે જોયું તો તેના આનંદની સીમા ન રહી. પોતાના સામેજ પતિદેવ પધારી ચૂક્યા છે. પરન્તુ સરલાએ બરાબર જોયું તો દેવના અંદર એક મ્હોટો દેવ પણ વિરાજમાન છે; અને ત્હેના ચક્ષુમાં પોતાનું સંપૂર્ણ સ્વરૂપ બતાવી રહ્યો છે.

સરલાને જોતાંજ શાન્તિલાલ ક્રોધથી તાડુકી ઉઠયો–" આટલી મોડી રાત્રે કયાં ગઇ હતી ?"

સરલાએ મ્હદુ સ્વરે કહ્યું:–"નાથ! અહીંજ ગઇ હતી."

" અહીં ! અહીં તે કયા બદમાસને ત્યાં?" શાન્તિલાલે બારણાનો આધાર લઇ પગ પછાડતાં કહ્યું.

'બદમાસ' શબ્દ સાંભળતાંજ સરલા ચમકી ગઇ. તેનું કોમળ કાળજું ચીરાઇ ગયું. દારૂડીઆ પતિને ખબર પણ ન્હોતી કે ત્હેણે એક અબળાના હૃદયમાં કેવો સખ્ત આઘાત કર્યો.

ક્ષણવાર વીત્યાબાદ પુનઃ બોલ્યો:–" કેમ કોને ત્યાં ગઇ હતી? બોલ." સરલા રડતાં રડતાં બોલી,–" નાથ ક્યાંઇ ગઇ ન્હોતી, માત્ર ગંગાને ત્યાંજ ગઇ હતી"

શાન્તિલાલ તુરતજ ચિડાઇને બોલી ઉઠ્યો:—" ગંગાને ત્યાં? સાફ કહેતાં શરમ આવે છે? એના પતિના પાસે ગઇ હતી એમ કહેને!" "પ્રભુ! માફ કરો, હવે હદ થઇ. આપને મારા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો ભલે; કારણ કે આ સમયે હું તેનો કંઇ પણ ખુલાસો કરી શકું તેમ નથી."

"શું તું ખુલાસો નહિ કરે પાપણી? જો હમણાં કેવો ખુલાસો થાય છે." એટલું કહી શાન્તિલાલે સરલાને બન્ને હાથ પકડીને ભૂમિપર પટકી અને પાછળથી બિચારીને કમ્મરપર એક લાતનો પ્રહાર કર્યો. સરલા હાય! કરી અચેતન થઇ પડી. ખોળામાંનો લોટ જમીનપર ઢોળાઇ ગયો. એ અંધકારમાં શાન્તિલાલ જોવામાં આવ્યો નહિ. શાન્તિલાલે પોતાની અચેતન પત્નીને ઘસડી એક બાજુ ફેંકતાં કહ્યું.—" પિશાચીણી! જા—મ્હારા ઘરમાંથી અત્યારેજ ચાલી—જા—જા બસ જા આવા પવિત્ર ગૃહમાં તારા જેવી અપવિત્ર સ્ત્રીઓનું કામ નથી." સરલા જરા શુદ્ધિમાં આવી ટલે રડતાં રડતાં પાછી બોલી,—" નાથ! આજે તમને શું થયું છે! જરા વિચારતો કરો, દારૂના નિશામાં આપે શું કહ્યું અને મને શું આજ્ઞા આપો છો તેની ખબર છે?"

શાન્તિલાલ;—"હું જે કહું છું તે વાજબી કહું છું. નીશામાં હું નથી પણ તું છે. અગર તું જો હવે જીવને વ્હાલો ગણતી હો તો મ્હારા ઘરમાંથી આ ક્ષણે ચાલી જા."

"નાથ વિચારો. હું તમારી આજ્ઞા પાળીશ; પરન્તુ પાછળથી પસ્તાવું ન પડે એ ધ્યાનમાં રાખજો!" સરલા બોલી.

શાન્તિલાલ;—"ઓ પાપિણી! વધારે સમય મને હેરાન ના કર. શું તું મૃત્યુથી નથી ડરતી?"

એ સાંભળી તુરતજ સરલા એક શબ્દ પણ ન બોલતાં ઘરની બહાર નીકળી ગઈ. ઘરમાં માત્ર એક ઝાંખો દિપક ટમટમી રહ્યો હતો તે પણ આ લક્ષ્મીના ગૃહ ત્યાગ કરવાથી બુજાઇ ગયો. શાન્તિલાલે તેને પુનઃ સચેત કરવાનો પ્રયત્ન કર્યો પરન્તુ તે નિષ્ફળ ગયો આખરે વિરક્ત થઇ અંધારામાં જઇ સૂઇ ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.—પ્રેમમીલન.

સ્હવાર થતાંમાં શાન્તિલાલની આંખો ખુલી. પોતાની પાસે સરલાને ન જોતાં તે ગભરાઇને પલંગપર બેઠો થઇ

ગયો. એક નિમિષ માત્રમાંજ રાત્રિનું સર્વ દૃશ્ય તેને જણાયું શાન્તિલાલ કમ્પી ઉઠયો. ત્હેણે વિચાર્યું કે એ એક સ્વપ્નજ હતું. શું સરલા મને છોડીને આમ અચાનક જઇ શકે ખરી. તુરતજ "સરલા ! ઓ સરલા !" કહી એકદમ બેબાકળો બની આમતેમ જોવા લાગ્યો, કંઇ પણ ઉત્તર ન મળ્યો. કેવળ એજ શબ્દ સૂના ઘરમાં ગુંજી ઉઠયો.

ઉભા થઇ શાન્તિલાલે જોયું, સામે ભૂમિપર લોટ વેરાયેલો છે, પરન્તુ આ લોટ અહીં કયાંથી આવ્યો હશે તે બાબતની તેને લેશ પણ સમજણ પડી નહિ એટલામાં બારણાની સાંકળ ખખડી. શાન્તિલાલે પૂછ્યું-"કોણ ?" શબ્દ;-"હું"

શાન્તિલાલઃ-"અંદર ચાલ્યા આવો."

એ સાંભળતાંજ રામલાલ (ગંગાનો પતિ) અંદર આવ્યો ને જોતાંજ શાન્તિલાલ બાળકની માફક રડી પડયો. અને રાત્રિનો સર્વ હાલ કહી બતાવ્યો. એ સાંભળીને રામલાલે કહ્યું;-"હવે આપ શું ચ્હાઓ છો ?

શાન્તિલાલ;-"મ્હાઉં છું. માત્ર મ્હારી સરલા."

રામલાલ-આપની એ વાત જરા અસંભવ જણાય છે. જે સતી તમારા માટે મુઠી લોટ લેવા ગઇ હતી તેને

તમે તિરસ્કારી કુલટા કહી. પછી તે આ સંસારમાં કેવી રીતે ટકી શકે! પરન્તુ હા! તે સ્વર્ગના મહાન્ સુખનો તો જરૂર લ્હાવો લેતી હશે.”

એ સાંભળતાંના સાથેજ શાન્તિલાલ સરલા સરલા, કહી બુમ મારતો બહાર ચાલી નીકળ્યો. શેરી, ચૌટા અને બજારે ભમ્યો નદી, કૂવા અને તળાવો શોધ્યાં; પરંતુ સરલાની લાશનો પણ પત્તો ન લાગ્યો. અન્તે હેરાન થઇ સંધ્યા સમયે ઘેર પાછો ફર્યો. ઘર એક માણસ વિના શાન્તિલાલને ખાવા ધસતું હતું. ઘરમાં આવતાંજ તે પલંગપર સૂઇ ગયો.

સૂતાં સૂતાં તે સરલાના સ્વરૂપનું ધ્યાન ધરવા લાગ્યો. તેની મીઠી મીઠી વાતોનું સ્મરણ કરીને શાન્તિલાલ ચાદરમાં મ્હોં છુપાવીને ડુસકા ભરી ભરીને રડવા લાગ્યો.

કોઇ પણ વસ્તુ ગુમ થયા પછીજ તેનું ખરૂં મહત્વ સમજાય છે અને ત્યારેજ તેની અત્યંત આવશ્યક્તા પ્રતીત થાય છે. એજ પ્રમાણે મનુષ્યના મર્ણ પછીજ કદર થાય છે. હાય! તેની એક છબિજ જો પડાવી હોતતો આજ કેવી ઉપયોગી થઇ પડત! જો કદાચ તે સ્વપ્નમાં પણ મળી જાયના તો સદાને માટે મળી જાઉં અરે હાય! મ્હેં પાપીએ

તેને કેટલું કષ્ટ દીધું–મારપીટ કરી, ઘરમાંથી રજા આપી આખરે પ્રભુને ખોળે બેઠી.

એ પ્રકારની વાતો શાન્તિલાલ સૂતો સૂતો વિચારવા લાગ્યો. આખરે તેણે આ વખતે વિચાર કર્યો કે, “જો એકવાર પણ હવે સરલા મળે તો હું કહી દઉં કે જો હું હવે જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી દારૂને પીશતો શું પરંન્તું અડકીશ પણ નાહ. પણ હવે કયાંથી મળે ? સરલા ! સ્વપ્નામાં તો દર્શન આપ ! ”

એવી રીતે વિચાર કરી શાન્તિલાલ આંખો બંધ કરી ઉંઘવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આંખો બંધ કરતાંજ સુભાગ્યે સ્વપ્નમાં તેણે સરલાની સુંદર મૂર્તિ પોતાના રહામે ઉભેલી જોઇ. પલવારમાંજ તે સુંદર મૂર્તિ જૂદા આકારમાં બદલાઇ ગઇ, તે મલીન વસ્ત્ર પહેરી ધીરે ધીરે શાન્તિલાલના તરફ આવી રહી છે. આ સ્વપ્ન શાન્તિલાલને અત્યંત સુખદાયક લાગ્યું. ક્ષણવાર તો તે સ્વપ્ન છે એમ ભૂલી ગયો. પાછળથી જ્યારે સમજાયું કે સ્વપ્ન છે ત્યારે જોરથી આંખો મીચી દીધી, કારણકે રખેને આવું સ્વપ્ન ચાલ્યું ન જાય. પાછું શાન્તિલાલે જોયું તો સરલા પોતાના માથા ઉપર ઉભી છે. આથી તેને વિશેષ આનંદ થવા લાગ્યો. એટ-

હામાં સરલાએ શાન્તિલાલના માથા ઉપર પોતાનો કોમલ હાથ ફેરવ્યો. સ્વપ્નામાં પણ શાન્તિલાલના રોમાંચ ખડાં થઇ ગયાં! સરલાનો તેણે જોરથી હાથ પકડીને કહ્યું,—"સરલા! હું હવે તને નહિ છોડું. હું જાણું છું કે આ સર્વ હું સ્વપ્ન જોઉં છું, તો હવે આંખો પણ નહિ ખોલું. દેવિ! તું મ્હને એકલો છોડીને ચાલી ગઇ?"

સરલા,—"નથી ગઇ નાથ! હું આ તમારા સમીપજ ઉભી છું."

શાન્તિલાલ—"આતો સ્વપ્નનો દેખાવ છે."

સરલા,—"ના ના પ્રભુ! એ તમારો ભ્રમ છે, આંખો ઉઘાડી મ્હારા સ્હામે જૂઓ."

શાન્તિલાલ રડીને,—"પાછો નાસી જવાનો ઇરાદો છે કે?"

સરલા,—"પ્રાણેશ્વરના સોગન હું હવે નહિ જાઉં—તમે આંખો ઉઘાડો"

શાન્તિલાલ,—"વારૂ, ત્યારે હું આંખો ઉઘાડું છું" એટલું કહી તેણે સરલાનો હાથ જોરથી પકડી આંખો ખોલી જોયું તે ખરી રીતે સરલાજ છે. શાન્તિલાલ આ-

નંદથી વિવ્હળ થઇ ગયો, સરલાને હૃદય સાથે ચાંપી હાંફતો હાંફતો બોલ્યો " "હું ધારતો હતો કે દેવિ તે આત્મ હત્યા કરી હશે."

સરલા—" અરરર, નાથ એવું કુકર્મ હું કદિ પણ ન કરૂં. આ શરીર મારૂં નથી પણ તમારૂં છે. તમારી અનુમતિ વિના હું તેને કંઇ પણ કરી શકું ખરી ?"

એ સાંભળી શાન્તિલાલે સરલાના ગાલ પર એક મીઠું ચુંબન કરી કહ્યું:-" અત્યાર સુધી ક્યાં હતી ?"

સરલા—" આખો દિવસ આ ઘરમાંજ છુપાઈ રહી હતી. તમારી દારૂ છોડાવવાના દૃઢ સંકલ્પની પ્રતીક્ષા કરી રહી હતી. તમે સંકલ્પ કર્યો અને હું બ્હાર નીકળી પછી પછી....................પછી શું થયું તેનો વાંચક પોતે વિચાર કરી લે ધન્ય છે ! સરલાને !

ૐ शान्ति !



# રાજકુમારીની ભૂલ.

( લખનાર—ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. )

( ૧ )

શુક્લપક્ષ ! અષ્ટમીનો ચંદ્ર, એકાએક આકાશની વ-ચમાં હસી ઉઠયો છે. તેની હસવાની છટાથી આખું જગત હસી ઉઠયું છે. આકાશમાં બે ચાર તારાઓ પણ ચળકાટ મારી રહ્યા છે. પુષ્કરરાજના એક સુંદર સરોવરના સ્વચ્છ જળમાં ચંદ્રનો પડછાયો પડતો હોવાથી જળમાં લહરો ઉઠી રહી છે. કેમ નહિ ! ચંદ્ર જળમાં પ્રતિબિંબ પાડી સરોવરની છાતી ઉપર ચુંબન કરતો હતો. અદેખો પવન જળને હલાવી મોજાં ઉત્પન્ન કરતો હતો. અદેખાઇ કાંઇ મનુષ્ય પ્રાણીમાંજ છે ? ના ના ! ચંદ્ર, સૂર્ય, પાણી, પવન, વગેરે સર્વ કુદરતી વસ્તુઓમાં પણ અદેખાઇનાં ચિ-હ્નો જણાય છે. ચંદ્ર સ્થિર ચિત્તે સરોવરના મધુર જ-ળની શોભા વધારે છે. પવન તેને આમતેમ હલાવી ડોલાવી નાખે છે. આટલી બધી અદેખાઇ છતાં શીતળ ચંદ્રનાં પ્ર-તિબિંબવડે સરોવરની શોભા અપૂર્વ જણાય છે. તારાનાં

નાંનાં નાંનાં પ્રતિબિંબવડે, તે શોભામાં ઓર વધારો થાય છે. સરોવરના કિનારા ઉપર આવેલા સુંદર રાજમેહેલનું પ્રતિબિંબ જળમાં પડતું હોવાથી એક પ્રકારની અપૂર્વ શોભા જણાય છે. પગથીયાં ઉપર સ્વચ્છ સફેદ પ્રકાશ પડતો હોવાથી જાણે તે સફેદ સંગેમરમરનાં બનાવેલાં હોય તેવાં જણાય છે, મંદિરોમાં થતો શંખ અને ઘંટાનો ધ્વનિ શાંત પડયો છે, પરંતુ દેડકાં અને તમરાંના અવાજ, સરોવરની છાતી ઉપર એક પ્રકારની ગંભીર છટા પાથરતા હતા. માણસોનો કોલાહલ શાંત થયો હતો ધુપની સુગંધી બંધ પડી હતી, છતાં વસંતઋતુનો ઠંડા પવન કોઇ એક અજાણ્યા—વેગળા—સ્થાનેથી બપઇયાનાં મધુર તાન અને ચંદનના ઝાડોમાંથી મીઠી સુગંધી ઘસડી લાવતો હતો. વસંતઋતુની સુદ—આઠેમને દિવસે, સ્વચ્છ જણાતા સરોવરની આવી મનોહારિણી શોભા, સર્વનાં હૃદયને મસ્ત કરી દેતી હતી. જેણે એક વખત આ શોભા જોઇ છે તે ત્યાંથી પોતાનાં નેત્રો અને ચિત્તને ખસેડી શકતા નથી. જાણે ઇંદ્રપુરીના એક મનોહર ખુણાનીજ શોભા !

આ અપૂર્વ શોભા જોવા માટે, સરોવરને કિનારે બાંધેલા એક બુરજ ઉપર બે રાજપૂત બાલિકાઓ બેઠી

છે. બંને બાલિકાઓ એક સરખી ઉમ્મરની છે. તેમની ઉમ્મર બાર કે તેર વર્ષની હશે. જુવાની આવી પહોંચેલી હોવાથી તેમના શરીરમાં પણ આઠેમના ચંદ્રના પ્રકાશ પેઠે સુંદરતા ફુટી નીકળી છે. કેટલીક વાર સુધી સરોવરની મનોહર શોભા જોયા પછી તેઓ વાતચિત કરવા લાગી. એકે બીજીને કહ્યું:—

"મીરાં, કુમાર રત્નસિંહને તેં સારી પેઠે જોયા છે કે શું ?"

બીજી: "જોયાજ છે તો બ્હેન! કેમ કૃષ્ણા, તેં તેમને જોયા નથી વારૂ"?

પહેલી: "જોયા છે તેથીજ તને પુછું છું."

બીજી: "હું કહું છું કે તેં હીંમતથી તેમને જોયા નથી."

પહેલી: "શા માટે નહિ? મને કોની બીક છે?"

બીજી: "બીક તો કોઇની નહિ, ફક્ત પેલા મદન ડોસાની! વખતે કોઇ શિકાર કરી જાય!"

પહેલી: "મદન એ શું છે? રાજપૂત કન્યાઓ શું સેહેજ વારમાં શિકાર થઇ પડે?"

બીજી: "મદન ડોસા આગળ કોઇની ચોરી છુપી ચાલે નહીં. ગમે તો રાજપૂતની કન્યા હો કે પછી મોગલની!"

પહેલી: "વારૂ બ્હેન, કહે જોઈએ, કુમાર જોવામાં કેવા છે?"

બીજી: "ઘણાજ સુંદર! ચહેરો જાણે બ્રહ્મચારી કાર્તિક સ્વામીના જેવો છે. તારો પતિ થવાને લાયક!"

પહેલી: "સુધ તું! એ વાત તને કોણ પૂછે છે?"

બીજી: "બીજું કોણ પૂછે? તારૂં મન અને તારા પ્રાણ પૂછે છે."

પહેલી: "મારા મન પ્રાણની વાત તેં શી રીતે જાણી?"

બીજી: "આટલા દિવસ તારી સાથે રહી તેથી. હવે છુપાવવાથી શું ફળ? તારા વિચાર સારી પેઠે જણાઈ ગયા છે. સાચું કહે બ્હેન, હવે છુપાવતા ના, આવ, હવે શી રીતે તમારો બંનેનો મેળાપ થાય તેનાજ વિચાર કરીએ"

પહેલી: "શો ઉપાય કરવો તેની સુઝજ પડતી નથી."

બીજી: "આવ, રસ્તા ઉપર ચાલ. મ્હારા કહેવાથી રાજી થશે તો ઉપાય ઝપાટાબંધ જડશે."

પહેલી: "તારી કઇ વાત મેં નથી માની વારૂં?"

બીજી: "વાહ! જાણે એકદમ મીણનુંજ પુતળું કેમ! ત્યારે આટલી વાર સુધી પત્થરની મુર્તિ પેઠે સ્તબ્ધ કેમ બની ગઇ હતી?"

પહેલીઃ "બસ બેન, હવે મશ્કરીની વાત બાજુએ મૂક."

બીજીઃ" મને લાગે છે કે તારાથી સહન થતુ નથી ત્યારે સાંભળ, જો તું સાવિત્રીના મંદિરમાં આવવાને રાજી હોય તો હું રત્નસિંહને તે ઠેકાણે લાવી તમારો મેળાપ કરાવી આપું. જે ઠેકાણે પ્રથમ દર્શન, ત્યાંજ પ્રાણનું બંધન."

પહેલીઃ "સાવિત્રીના મંદિરમાં જવાનું કાંઇ કઠણ છે કે? દેવનાં દર્શન કરવામાં કોઇ અડચણ કરશે નહિ! પણ તેઓ ત્યાં કેવી રીતે આવશે?"

બીજીઃ "અરે બ્હેન! તે તો ચારે પગે થઇ રહ્યા છે!"

પહેલીઃ "તારી તો બધી વાતમાંજ મશ્કરી!"

બીજીઃ "મશ્કરી વગર રસ આવે નહિં. મેં કહ્યું છે કે હું તેમને પકડી લાવીશ."

પહેલીઃ "તું તેમને શી રીતે પકડી લાવશે? કુમાર સાથે તારો મેળાપ થયો હતો?"

મીરાંએ આ વખતે ખડખડાટ હસી દીધું. પછી બોલી કેઃ "જે દિવસથી તમારી બન્ને જણની ચાર આંખો મળી ગઇ છે ત્યારથી હું બરાબર તપાસ રાખતી આવી છું. તને તો દરેક વખતે જોઉં છું અને રત્નસિંહને ઘણી વખત વેગળેથી જોઉ છુ. છેવટે તે પોતેજ મારાથી પકડાઇ ગયા."

પહેલી: "ત્યારે તો તારી સાથે મેળાપ થયો હશે !"

બીજી: "હા, બ્હેન હા, તેથી તો તને કહું છું કે તેમ-ણેજ મને, તારો વિવાહ કરવા મોકલી છે."

પહેલી: "આ બધી વાતો તે તો મને કોઇ દહાડો કહીજ નથી."

બીજી: "તારે મોઢેજ એ વાત બહાર કઢાવવાનો મેં નિશ્ચય કર્યો હતો. આજે જ્યારે તેં બધું કહી દીધું ત્યારે મેં પણ તને કહી દીધું."

પહેલી: "વાહ કપટનું પુતળું ! તું આટલી બધી પક્કી છે ?"

બીજી: "પકકાપ ન હોય તો તને જીતાય કેમ? વારૂ, હવે મ્હારા કહેવા પ્રમાણે કામ કરવાને તું રાજી છે ને ?"

પહેલી: "તું જેમ કહે તેમ કરવા રાજી છું."

બીજી: "ત્યારે મારી સાથે સાવિત્રીના મંદિરમાં ચાલ."

એટલું કહીને મીરાંએ કૃષ્ણાનો હાથ ઝાલ્યો. બંને ઉભાં થઇને આસપાસ જોવા લાગ્યાં. એક સુંદર યુવક તે-મની પાછળ ઉભો ઉભો બંનેની વાતચિત સાંભળતો હતો. તેજ રાજકુમાર રત્નસિંહ હતો. રત્નસિંહને જોતાંજ તેઓ ચમક્યાં. કૃષ્ણાએ શરમને લીધે આડું જોઈ લીધું. તેનું

હૃદય ધડકવા લાગ્યુ. યુવકનો મનોહર ચહેરો ચાંદનીના પ્રકાશમાં વધારે સુંદર જણાતો હતો. થોડીવારે મીરાંએ કહ્યું:–"કૃષ્ણા ! આ જો ! કેદી હાજર છે. તું કહે તો હમણાંજ મંગળ ગીતો ગાવા માંડું !"

કૃષ્ણા જરા જરા હસતી આડું નીચું જોઇ રહી હતી. જાણે કોઇ નાનકડું પક્ષી તેના હૃદયમાં ભરાઇને પાંખો ફફડાવતું હોય તેમ આકુળવ્યાકુળ થતી હતી. હજી તે બાળક હતી. પ્રેમનો મહિમા જાણતી નહોતી. તે બીચારીને ખબર નહોતી કે હૃદયમાં એ શું થાય છે. મીરાંએ કહ્યું: "રાજકુમાર ! ક્યારના આવ્યા છો ?"

રત્નસિંહ: "થોડીવારથી આવીને તમારી મીઠી મીઠી વાતો સાંભળું છું."

મીરાં: "તમેતો ઘણા નઠારા માણસ ! પુરૂષ થઇને છોકરીઓની વાતો સાંભળવા કાન પટપટાવી રહ્યા છો એ કાંઇ સારી વાત કે ?"

રત્નસિંહ–ગુન્હો થયો હોય તો દંડ કરો."

મીરાંએ હસતાં કહ્યું: "એ ગુન્હા માટે તમને ભારે દંડ થશે. ચાલ કૃષ્ણા, આપણે દંડની ગોઠવણ કરીએ. તમે પણ અમારી સાથે ચાલો રાજકુમાર !"

રત્નસિંહઃ "ક્યાં આવવું પડશે ?"

મીરાંઃ "ગુન્હેગારે તે પૂછવાની જરૂર નથી."

એટલું કહીને કૃષ્ણા મીરાંને લઇ ચાલવા લાગી. રત્નસિંહ પણ મુંગે મોહોડે તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

વાંચક! અમે આ ઠેકાણે તેઓની ઓળખાણ આપીએ છીએ.

પવિત્ર તીર્થસ્થળ પુષ્કરને કિનારે રાજપૂતાનાના લગભગ સર્વે રાજાઓના મેહેલ આવેલા છે. તેઓ વખતો વખત પુષ્કરરાજમાં આવીને બ્રહ્મા, સાવિત્રી તથા બીજા દેવદેવીઓનાં દર્શન કરી જાય છે. અમે જે સમયની વાત કહીએ છીએ તે સમયે અંબરના રાજા, પૃથ્વીરાજની કન્યા કૃષ્ણાબાઇને લઇને પુષ્કરમાં આવ્યા હતા, મીરાં, એ કૃષ્ણાની નાનપણની બ્હેનપણી હતી, તેથી પણ તેને સાથે લાવ્યા હતા. એ વખતે મેવાડના રાજા સંગનો પુત્ર રત્નસિંહ પણ શિકાર રમતો રમતો પુષ્કરરાજમાં આવી પહોંચ્યો હતો. એક દીવસ સાવિત્રીના મંદિરમાં કૃષ્ણા અને રત્નસિંહની ચાર આંખો ભેગી થઈ હતી. વિધાતાએ તેજ સમયથી બન્નેના હૃદયમાં પ્રેમની સજ્જડ ગાંઠ બાંધી

દીધી હતી. બંને એક બીજા ઉપર મોહ પામ્યા હતા. પ્રેમ એ ચોર છે. તેને કોઇના હૃદયમાં ઉતરી પડવાને મુહૂર્ત જોવું પડતું નથી. તે કોના હૃદયમાં, કઇ વખતે ઉતરી પડશે તે કોઇ જાણતું નથી. આજે તેજ પ્રેમ કૃષ્ણાના હૃદયમાં સરરર કરતો ઉતરી પડયો છે. તેજ પ્રેમે રત્નસિંહનું હૃદય ઉચકી કૃષ્ણાના હૃદયમાં નાખી દીધું છે. બન્નેના હૃદયમાં એક બીજાની મુર્ત્તિ સ્થાપન થઈ છે. બંને ગુપ્ત રીતે એક બીજાની પૂજા કરે છે. મીરાંએ આ દેખાવ જોયો હતો. બંનેના પ્રેમને જાણી લીધો હતો, તેજ વખતથી એકબીજાનો મેળાપ કરાવવાનો પણ નિશ્ચય કર્યો હતો. સુજ્ઞ વાંચકોએ, બંને બ્હેનપણીઓની ઉપલી વાતચીત ઉપરથી જાણી લીધું હશે.

કૃષ્ણા અને રત્નસિંહને લઇને, મીરાં સાવીત્રિના મંદિરમાં આવી, તે વખતે પૂજારી મહારાજ દેવીને સુવાનાં લુગડાં પહેરાવી, મંદિર બંધ કરવાની તૈયારી કરતા હતા. મીરાંએ તેમને મંદિર બંધ કરતા અટકાવ્યા અને પૂજારીના કાનમાં કંઇક કહ્યું. પૂજારી મહારાજે કૃષ્ણા અને રત્નસિંહને સાવીત્રિ દેવીના સામે બેસાડયા. માતાને પહેરાવેલી બે તાજા ફૂલની માળાઓ લાવી બંનેના ગળામાં પહેરાવી. મી-

રાંએ તે માળાઓ કહાડી લઈ બદલી નાખી ફરીથી બન્નેને પહેરાવી અને કૃષ્ણાનો હાથ લઇને રત્નસિંહના હાથમાં મૂકયો. પુજારી મહારાજને બે ચાર શ્લોકો બોલવાનું કહ્યું, શ્લોકો બોલાઇ રહ્યા પછી પુજારી મહારાજે દેવીને ધરાવેલા પેંડાનો પ્રસાદ આપ્યો. મીરાંએ દેવળનો ઘંટ ખુબ જોરથી વગાડયો. શાંત રાત્રે ઘંટની ગર્જનાવડે પુષ્કરરાજ ગાજી ઉઠયું, પવનની લહેરોવડે મંદિરના શિખર ઉપરની ધ્વજા ફત્, ફત્, શબ્દ કરતી નાચવા લાગી તેની સાથેજ કૃષ્ણા અને રત્નસીંહના હૃદયમાં પણ પ્રેમના તરંગો ધગ્ ધગ્ શબ્દ કરવા લાગ્યાં.

## ( ૨ )

પાંચ છ વર્ષ વીતી ગયાં છે. શુકલ પક્ષની આઠમને દિવસે, પુષ્કરરાજમાં બનેલા બનાવની ઝાંખી રેખા સર્વના મનમાં જાગૃત થઇ રહી છે. કૃષ્ણાના હૃદયમાં તે વાતનું ઝાઝું મહત્ત્વ નથી. બાળકના ચંચળ સ્વભાવ પ્રમાણે તેણે તે વખતે તો પોતાનો હાથ રત્નસિંહના હાથમાં આપ્યો હતો, પરંતુ એજ તેના લગ્નનું ખરૂં બંધન હતું એવું તે જાણતી નહોતી. અંબરમાં આવ્યા પછી, મીરાં સાથે તેને

એ સંબંધી બે ચાર દિવસ વાતચીત થઇ હતી. ધીમે ધીમે બાળકોની બીજી રમતો પેઠે એ વાત પણ તે ભૂલી ગઇ. કોઇ કોઇ વખતે મીરાં એ વાત કહાડીને કૃષ્ણાને હસતી હતી પરંતુ તેથી કૃષ્ણાના હૃદયમાં કાંઈ લાગણી થતી નહોતી; ત્યાર પછી રત્નસિંહ સાથે કોઇ દિવસ મેળાપ પણ થયો નહોતો, તેમ રત્નસિંહે કોઇ દીવસ કૃષ્ણાની ખબર પણ લીધી નહોતી. જો તેમ થયું હોતતો બન્નેના પ્રેમમાં વધારો થાત અને સાવીત્રિના મંદિરમાં બનેલો બનાવ જાગૃત રહેત, પરંતુ પુષ્કરરાજમાં જે બનાવ બન્યો તે પછી એક બીજાનાં દર્શન થયાં ન હોતાં તેથીજ બાળક કૃષ્ણાના હૃદયમાં ઉગેલું પ્રેમનું બીજ કરમાઇ ગયું હતું; તેથીજ તે બીચારી બનેલી વાત ભૂલી ગઇ હતી. બાલ્યાવસ્થામાં આવા ઘણા બનાવો બને છે તેને કોણ યાદ રાખે ?

હમણાં કૃષ્ણાની ઉમર ૧૮ કે ૧૯ વર્ષની હતી. તે લગ્ન યોગ્ય થઇ છે. રાજપૂત કન્યાઓનાં લગ્ન મોટી ઉમ્મરેજ થાય છે, તેમજ યોગ્ય પતિ ના મળે તો વધારે વખત થોભવું પડે છે. કૃષ્ણાના નસીબે પણ એવુંજ બન્યું હતું. કૃષ્ણા એ અંબર રાજકન્યા હતી. તેને યોગ્ય પતિ ના મળે તો લગ્ન કેમ થાય ? અંબરના રાજા પૃથ્વીરાજ કન્યાને

માટે યોગ્ય પતિ શોધતા હતા. એટલા માટે રાણી પણ મહારાજાને વારંવાર ત્રાસ આપતી હતી; પરંતુ યોગ્ય વર ક્યાં ? મેવાડના રાણાસંગને ત્રણ પુત્રો હતા. તેમાં જે મોટો હતો તે ગુણવાન નહોતો. બીજો પુત્ર કાયર હતો. ત્રીજો પુત્ર રત્નસિંહ રૂપ અને ગુણમાં અદ્વિતીય હતો. પરંતુ મોટા ભાઇને મૂકીને તેને મેવાડની ગાદી મળે કેમ ? તેથી પૃથ્વીરાજે તેના તરફ લક્ષ આપ્યું નહિ. આ સમયે એક બીજા રાજપૂત યુવક રાજકુમારનું અદભુત વીરત્વ, સાહસ અને બીજા સદ્દગુણની વાત રાજસ્થાનમાં પ્રસીદ્ધ થઇ રહી હતી. તે રાજકુમારનું નામ સૂર્યમલ્લ હતું. સૂર્યમલ્લ એ બુંદીના હાડા મહારાજા નારાયણદાસનો એકનો એક પુત્ર હતો. બુંદીના હાડા રજપૂતો પોતાના અચળ વીરત્વ—સાહસને માટે હંમેશાં પ્રખ્યાતજ છે. મેવાડના રાણાઓને મદદ કરી કરીને તેઓએ અનેક વખત રાજસ્થાનમાં ખ્યાતી મેળવી છે. સૂર્યમલ્લ, તેજ વંશનો લાયક રાજકુમાર છે. રાજા નારાયણદાસના મરણ પછી બુંદીની રાજગાદી ઉપર તેજ બેસનાર છે. આવા સર્વ વિચારો કર્યા પછી પૃથ્વીરાજે કૃષ્ણાનો વિવાહ, સૂર્યમલ્લ સાથેજ કરવાનો નિશ્ચય કર્યો. બુંદીના રાજા સાથે પત્રવ્યવહાર ચલાવ્યો અને લગ્નનો દિવસ પણ નક્કી થયો.

એ અરસામાંજ એક દીવસ મીરાંએ કૃષ્ણાને કહ્યું: કેમ બ્હેન! ત્હારી સાથે લગ્ન કરવાને તો કોઇ નવો વર આવે છે?

કૃષ્ણાઃ "વર તો નવોજ હોય! તે કાંઇ જુનો હોય કે?"

મીરાંઃ "તે તો ખરૂં પણ એક વખત ત્હારો વિવાહ થઇ ગયો છે ને? તેથીજ એમ પૂછું છું."

કૃષ્ણાઃ બ્હેન, તે વાત સંભારીને શા માટે શરમ પમાડે છે?

મીરાં: ઠીક, ઠીક, એવા સુંદર વરને તદ્દનજ ભૂલી ગઇ તું તો." મીરાંના શબ્દો સાંભળતા કૃષ્ણાના વિચારોમાં કંઇક ફેરફાર થયો. તેના મનમાં પહેલાંનો બનાવ જાણે જાગૃત થયો. તે દિવસે રાત્રે સાવીત્રિના મંદિરમાં જે સુંદર ચ્હેરો જોયો હતો તે આજે નજર આગળ તરતો જણાયો કૃષ્ણાને વિચારમાં પડેલી જોઇ મીરાં એ પૂછ્યું:

"કેમ બ્હેન, દિગ્મુઢ જેવી કેમ થઇ ગઇ!"

"તેંજ મ્હને દિગ્મુઢ બનાવી દીધી ને?"

"હવે કયા વરને પસંદ કરે છે? બોલ જોઉં."

"ત્હારો અભિપ્રાય શો છે?"

"મ્હારો વિવાહ થતો નથી કે હું અભિપ્રાય આપું. ત્હારા મનમાં શું છે તે ખુલ્લી રીતઃ કહે."

"શું કહું બ્હેન! તે દિવસની ચાંદની રાત, શુકલ પક્ષની આઠેમના દિવસનું સાવીત્રિનું મંદિર, તું, હું અને રાજકુમાર, પેલી ફૂલની બે માળાઓ, ત્હારૂં માળાનું બદલવું, જોરથી ઘંટ વગાડવો, પૂજારીએ આપેલો પ્રસાદ અને પરસ્પર કરેલી પ્રતિજ્ઞાઓ, વગેરે સર્વ વાત યાદ આવે છે."

"ત્યારે તો જુના વર તરફ મન ખેંચાયું હોય એમ જણાય છે."

"મન ખેંચાવાથી શું વળે બ્હેન?"

"વાહ, હજુ કંઇ ત્હારો વિવાહ થઇ ગયો નથી. ત્હારા મનની તુંજ મુખત્યાર છે."

"વિવાહ નથી થઇ ગયો છતાં હવે બીજો કોઇ ઉપાય નથી. લગ્નનો દિવસ સુદ્ધાં નકી થઇ ગયો છે."

"ત્હારી મરજી હોય તો હું મહારાજાને અને મહારાણીને બધી વાત કહું."

"ના બ્હેન, તું કદી પણ એવું કામ કરતી નહિ. ત્હને ખબર નથી કે બુંદીના રાજકુમાર સાથે લગ્ન કરવાની બધી ગોઠવણો થઇ ગઇ છે. રાજપૂતોની વાતચીત શું બદલી શકાય છે? એક વખત બોલીને ફરી જઇએ તો અન્ને વંશમાં, હમ્મેશને માટે ભયંકર અગ્નિ સળગી ઉઠે."

"પણ ત્હારા મનની અગ્નિ શું ઓલવાઇ શકશે?"

"બ્હેન! મ્હારા મનની અગ્નિ નહિ ઓલવાય એ ખરૂં પરંતુ મ્હારા મનનો અગ્નિ વધારે કે રાજસ્થાનના બે મોટા રાજવંશોનો અગ્નિ વધારે?"

"હવે ઉપાય?"

"હવે ઉપાયજ નથી, મેં પોતેજ મ્હારૂં નખોદ કાઢ્યું છે! ભૂલને લીધે કહો કે શરમને લીધે કહો પણ સાવીત્રિના મંદિરમાં બનેલી વાત કોઇને કહી નહિ. પહેલાં તો હું તદન ભૂલીજ ગઇ હતી. આજે જ્યારે અધું નક્કી થઇ ચૂક્યું છે ત્યારે શરમને લીધે કહી શકતી નથી. તને તો પહેલાંથીજ કહેવાની મનાઇ કરી હતી."

"તેથી તો આવું બન્યું!"

"તાજો બનાવ ભૂલાઇ ગયો તેથીજ માતા કે મહારાણી મ્હારા મનની વાત જાણી શકયાં નહિ."

"સાચી વાત છે. તે બનાવને તેં બાળકીની રમત જેવો ગણ્યો અને છેકજ ભૂલી ગઈ."

"તેજ ઠીક થયું. તેથી તો આજ સુધી બચવા પામી, નહિ તો તે વખતથીજ બળી મરત."

"તે વખતથી કેમ બળી મરત ?"

"શું તું એમ ધારે છે કે રાણા સંગના ત્રીજા પુત્ર સાથે મ્હારાં લગ્ન થાત ? મહારાજા સાત્રીત્રિના મંદિરની વાત જાણત તોપણ લગ્ન કરત નહીં તેથીજ તે વખતથી બળી શકી નહિં એટલોજ વધારે લાભ થયો."

"ત્યારે એકજ વખતનાં દર્શનથી તેમને મન પ્રાણ કેમ સોંપી બેઠી'તી ? અને ચારે પગે થનથનાટ કરી રહી હતી ?"

કૃષ્ણાએ કપાળે હાથ દઇને કહ્યું: "અદ્રષ્ટનો લેખ ! વિધાતાની લીલા ! બળી મરવાનેજ મ્હારો જન્મ થયો હશે તેથીજ મ્હારે બળી મરવું પડશે."

મીરાંએ એક ઉંડો નિઃશ્વાસ નાખીને કહ્યું: "ત્યારે બ્હેન શું કોઈ બીજો ઉપાય નથી ?"

"ના, બ્હેન, ચાલ, હવે મ્હારાં નવાં લગ્નનું કામકાજ કરવા ચાલ." એમ કહીને કૃષ્ણાએ મીરાંનો હાથ ઝાલી ચાલવા માંડયું. તેની આંખોમાં આંસુ છલકાઈ ગયાં. ચાલવાની શક્તિ ધીમી પડી ગઇ હતી, છતાં મીરાનો હાથ ઝાલી બીજા ઓરડામાં ચાલી ગઇ.

(૩)

લગ્નનો દિવસ આવી પહોંચ્યો. બુંદિનો રાજકુમાર સૂર્યમલ્લ અંબરમાં આવ્યો. કૃષ્ણા અને સૂર્યમલ્લના વિધિ પ્રમાણે લગ્ન પણ થઇ ગયા. સાસરે જતી વખતે કૃષ્ણાએ મીરાંને ગળે બાઝી પુષ્કળ અશ્રુપાત કર્યો. કૃષ્ણા ઘણું રડી. મીરાં પણ રડી. બંને ખુબ રડયાં! કૃષ્ણાને જે રડવું આવતું હતું તેનું કારણ કૃષ્ણા અને મીરાં એ બેજ જાણતાં હતાં. કૃષ્ણા એ કહ્યું: "બ્હેન, મીરાં. જાઉં છું. જીંદગી પ્રર્યંત બળી મરવા જાઉં છું! મ્હારી એકજ પ્રાર્થના છે કે તે વાત કોઇને કહેતી નહિ!" મીરાંએ ડચકાં ખાતાં ઉતર દીધો કેઃ વિધાતાએ ત્હારા ભાગ્યમાં એવુંજ લખ્યું હશે! ચિંતા કરીશ નહિ. મ્હારા ઉપર વિશ્વાસ રાખજે. બ્હેન! એ ત્હારી ભૂલનુંજ પરિણામ!"

સર્વને મલ્યા પછી પતિપત્ની બુંદી જવા નીકળ્યાં, હાય કૃષ્ણા! તેં શા માટે આવી ભૂલ કરી! તેં શા માટે આવી બેદરકારી રાખી? તેં શા માટે આવી શરમ રાખી?

કૃષ્ણાએ રાજસ્થાનના એ મોટા રાજવંશનો અગ્નિ ઓલવી પોતાના હૃદયમાં અગ્નિ સળગાવી મૂકયો! જો કે

એ વંશમાંનો એક વંશ બચી ગયો, પરંતુ એક વંશનો એક પ્રાણી કૃષ્ણાના હૃદયના અગ્નિ સાથે બળી ભસ્મ થતો હતો. અંબર રાજવંશ બચી ગયો પણ બુંદી અને મેવાડ એ બંને છેવટે બળીને ભસ્મ થયા હતા. પુષ્કરમાં શુક્લ-પક્ષની આઠેમની રાત્રે જે બનાવ બન્યો હતો તે બનાવ કૃષ્ણાના હૃદયમાં વધારે દિવસ જાગૃત રહ્યો નહોતો પરંતુ મેવાડ રાજકુમાર રત્નસિંહના હૃદયમાં હમ્મેશાં જાગૃતજ હતો. રત્નસિંહે કૃષ્ણાની સુંદર મુર્તિ પોતાના હૃદયમાં સ્થાપન કરી હતી. તે તેને હંમેશાં યાદ કરતો હતો પરંતુ રાણા સંગ જેવા પ્રતાપી પિતા પાસે વાત કહી શકયો નહોતો. રત્નસિંહે ધાર્યું હતું કે કૃષ્ણા પોતેજ એ વાત તેના માતા પિતાને કહેશે અને તેઓ કૃષ્ણા સાથે મ્હારાં લગ્ન ઠરાવી આપશે. પરંતુ તે સમજી શકયો નહોતો કે તેના જેવીજ સ્થિતિ કૃષ્ણાની પણ થઇ છે. ગુપ્ત રીતે થએલાં લગ્નની વાત તે પણ કહી શકી નહોતી. રત્નસિંહને જે દિવસે ખબર મળી કે કૃષ્ણાનાં લગ્ન સૂર્યમલ્લ સાથે થઇ ગયાં છે ત્યારે તે અભિમાન અને ગુસ્સાવડે ઉશ્કેરાઇ ગયો. કૃષ્ણા તરફ તેને તિરસ્કાર ઉત્પન્ન થયો, અને સૂર્યમલ્લ ઉપર બદલો લેવાની અગ્નિ—તેના—હૃદયમાં—સળગી રહી !

તે સમયે રાણા સંગ જીવતા હતા. રત્નસિંહે મનનો અગ્નિ મનમાંજ દબાવી રાખ્યો. રાણા સંગે રત્નસિંહનાં લગ્ન કરવાનો ઉદ્યોગ કર્યો. સૂર્યમલ્લની બેહેન સુજાબાઇ સાથે રત્નસિંહનાં લગ્ન થઇ ગયાં. આ લગ્ન વખતે રત્નસિંહ અને કૃષ્ણાનો મેળાપ થયો. આ વખતે પાછી ચાર આંખો ભેગી થઇ! ઘણા દિવસનો દબાઇ રહેલો પ્રેમ આંખોમાં ઉછળી આવ્યો. ચહેરા ઉપર પ્રેમ અને શોકનાં ચિહ્નો જણાવા લાગ્યાં કૃષ્ણાની ગરીબડી મુખમુદ્રા અને પ્રેમ ભરેલાં નેત્રો જોતાંજ રત્નસિંહના હૃદયમાંનો અગ્નિ ભભકી ઉઠયો. કૃષ્ણા તરફ તેને જે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો તે જતો રહ્યો અને ઉલટી દયા ઉત્પન્ન થઇ. તે જાણી શકયો કે આ કામમાં કૃષ્ણાનો કાંઇ વાંક નથી. નશીબ સંજોગે તે સૂર્યમલ્લ સાથે પરણી ગઇ છે. રત્નસિંહનો ક્રોધાગ્નિ ધીમે ધીમે સૂર્યમલ્લ તરફ વધવા લાગ્યો. લગ્ન થયા પછી કૃષ્ણા દરરોજ સૂકાતી જતી હતી. તે બિચારીના હૃદયની વેદના મીરાં સિવાય બીજું કોઇ જાણતું નહોતું. બીજું કોઇ સમજી શકતું નહોતું, કે કૃષ્ણા શામાટે દરરોજ સૂકાતી જાય છે! પરણ્યા પછી કૃષ્ણા સૂર્યમલ્લ સાથે કોઈ દિવસ વાતચીત કરતી નહોતી. હાસ્ય વિનોદ કરતી નહોતી

અને તેની પાસે પણ જતી નહોતી! સૂર્યમલ્લ પરણ્યો તેજ દિવસે ફક્ત કૃષ્ણાનો કોમળ હાથ પકડવા ભાગ્યશાળી થયો હતો! તેનો વિકસેલા કમળ જેવો પ્રફુલ્લિત સુંદર ચહેરો જોઈ આનંદ પામ્યો હતો; પણ ત્યાર પછીથી કૃષ્ણાના શરીરને સ્પર્શ કરી શકયો નહોતો. લગ્ન પછીથી કૃષ્ણાનો ચહેરો કરમાવા લાગ્યો છે. સૂર્યમલ્લે શરૂઆતમાં તો કૃષ્ણાના મનને સંતોષ આપવાના યત્નો કર્યા હતા પણ એક દિવસ માટે પણ તે તેના ચિત્તને સંતોષ આપી શકયો નહતો. છેવટે સૂર્યમલ્લે પણ કૃષ્ણા સાથે બોલવું બંધ કર્યું હતું. કૃષ્ણા એકલી પડવાથી વધારે સૂકાવા લાગી હતી. સૂર્યમલ્લની માતાએ, કૃષ્ણાને હંમેશની રોગિષ્ટ જાણી પોતાના પુત્રને બીજી વખત પરણાવવાની ગોઠવણ કરી. રત્નસિંહની બ્હેન સાથે સૂર્યમલ્લનાં બીજી વખતનાં લગ્ન થયાં!

રાણા સંગે આ લોકનો ત્યાગ કરી પરલોકે નિવાસ કર્યો છે. હમણાં મેવાડની ગાદી ઉપર રત્નસિંહ બેઠો છે. તેના બે મોટા ભાઇઓ, રાણા સંગના જીવતાંજ, સ્વર્ગધામમાં પહોંચ્યા હતા તેથીજ રાણા સંગના મરણ પછી તરતજ રત્નસિંહને મેવાડની રાજગાદી મળી! હાય! કૃષ્ણાને જો ખબર હોત કે રત્નસિંહ મેવાડની ગાદીએ

બેસશે તો તે નક્કી શરમ છોડીને પિતા માતાને સાવીત્રિના મંદિરવાળો બનાવ કહી દેત અથવા મીરાં પાસે કહેવડાવત. કોણ જાણતું હતું કે રાણા સંગના બે મોટા પુત્રો અકાળે મરણ પામશે ? અને રત્નસિંહ ગાદી ઊપર બેસશે ? જ્યારથી કૃષ્ણાએ જાણ્યું કે રત્નસિંહ મેવાડનો રાણો થશે ત્યારથી તેના હૃદયનો અગ્નિ ઉલટો વધારે ભભકવા લાગ્યો. પરંતુ એ બધા વિધાતાના લેખ સમજી તે પોતાના મનને સંતોષ આપવાનો યત્ન કરતી પણ રત્નસિંહ પોતાના હૃદયનો અગ્નિ દબાવી શકયો નહિ. મેવાડનો રાણો થયા પછી તે જ્યારે સત્તાવાળો થયો ત્યારે " બદલો " લેવાની અગ્નિ વધારે જોશમાં સળગી ઉઠી; પરંતુ " બદલા " ની આગમાં તે જેને બાળી મૂકવા ચહાય છે તેની સાથે તે નાના પ્રકારનાં બંધનથી બંધાયો છે. જ્યારે જ્યારે તેના મનમાં બદલો લેવાનો અગ્નિ સળગી ઉઠતો ત્યારે સુજાબાઇની અને પોતાની બ્હેનની વાત યાદ આવતી પણ કૃષ્ણાની વાત યાદ આવતાંજ પોતાના હૃદયના અગ્નિને દબાવી શકતો નહિ. ગુસ્સાની આગ એવીજ હોય છે !

આ પ્રમાણે કેટલાંક વર્ષ વીતી ગયાં રત્નસિંહ, કોઇ કોઇ વખત બુંદી જઇને પોતાની પ્રાણેશ્વરી કૃષ્ણાનાં દર્શન

ફરી આવતો. કૃષ્ણા પણ જેટલા દિવસ પોતાના હૃદયપ્રિય દેવતાનાં દર્શન કરતી તેટલા દિવસ કંઇક આનંદ પામતી. કંઇક પ્રફુલિત રહેતી. કેમ નહિ ? એક વખતનો તે પતિ દેવતા છે. તેણે સાવીત્રિના મંદિરમાં પોતાનો દેહ રત્નસિંહને અર્પણ કર્યો છે. તે જાણતી હતી કે પતિ એક છે, પ્રતિજ્ઞા એક છે, પ્રેમ અખંડિત છે. જીવનની છેલ્લી ઘડી સુધી પવિત્ર પ્રેમ બીજાને અર્પી શકતો નથી. તેથીજ તેણે સૂર્યમલ્લ સાથે લગ્ન કરવા છતાં રત્નસિંહનેજ પતિ માન્યો છે. તેણે રત્નસિંહની સુંદર મૂર્તિને હૃદયમાં ધારણ કરી છે, અને રાત્રિદિવસ તે દેવતાનીજ, માનસિક પૂજા અર્ચના કરી પોતાના શરીરના લોહી માંસનું બલિદાન આપી રહી છે. તેણે પોતાનું પતિવ્રતપણું અખંડિત જાળવ્યું છે. રત્નસિંહને આ સર્વ બીનાની ખબર પડી હતી. તેણે દેવી પ્રતિમા કૃષ્ણાની પવિત્ર મુર્તિને પોતાના હૃદયમાં સ્થાપી હતી, અને તેનાં દર્શન કરીને કૃતાર્થ થતો હતો પરંતુ સૂર્યમલ્લે તેના સુખની નદીમાં આડો પગ દાઘેલો હોવાથી તેના ઉપર બદલો લેવાનો અગ્નિ વારવાર સળગી ઉઠયો હતો :

એક વખત બુંદીથી મેવાડ આવ્યા પછી રત્નસિંહે સુજાબાઇને પુછ્યું કેઃ—"હારા ભાઇની પત્ની કૃષ્ણા રોજરોજ કેમ સૂકાતી જાય છે ?"

સુજાણબાઇએ ઉતર દીધો કે:—"કોણ જાણે શાથી સુકાઇ જાય છે ? લગન થયાં ત્યારથીજ આ પ્રમાણે સૂકાતી ચાલી છે. તેથીજ મ્હારી માતાએ ભાઇનાં બીજાં લગન કર્યાં."

"કેમ સુકાઇ જાય છે તે તમે કોઇ કાંઈ જાણતાં નથી?"

"ના, અમે કાંઇ પણ જાણતાં નથી. તે સંબંધી કાંઇ વાત પણ સાંભળી નથી."

"લોકો કહેછે કે તેનો વિવાહ કોઇ બીજા સાથે ગુપ્ત રીતે થયો હતો અને કૃષ્ણાને તેની સાથે પરણવું હતું."

"કોની સાથે પરણવું હતું તે સાંભળ્યું છે ?"

"ના, તે સાંભળ્યું નથી."

"જયારે એમજ હતું ત્યારે પછી ત્હારો ભાઇ શા માટે તેની સાથે પરણ્યો ?"

"ભાઇને કાંઇ ખબર હતી ?"

"તેણે ખબર મેળવવી હતી. તે તેની ફરજ હતી."

"એ શી વાત ? ભાઇ શી રીતે ખબર મેળવે ? તેના મનની ગુપ્ત, વાત કોણ જાણી શકે ? જેની ઇચ્છા હોય તેણે જણાવવું જોઇતું હતું. તે તેનીજ ફરજ હતી."

"સ્ત્રીઓ શું પોતાના મનની વાત જણાવી શકે છે ?"

"ત્યારે પછી એ કામમાં મ્હારા ભાઇનો શું વાંક ?"

"તેનોજ બધો વાંક છે. સર્વ ખબર કહાડીને પછીજ લગ્ન કરવાં જોઇતાં હતાં. નાદાન છોકરીઓ બિચારી પોતાના મનની વાત કહે નહિ ત્યારે ચતુર પુરૂષોએજ તેની ખબર કહાડવી જોઇએ એક ઉગતા કોમળ ફૂલને જાણી જોઇને કચડી નાખ્યું ?"

આ છેલ્લા શબ્દો બોલતી વખતે રત્નસિંહની આંખોમાંથી ગુસ્સાને લીધે અગ્નિના તણખા ઝરતા હતા. સુજાબાઇ પતિ સાથે વાદવિવાદ કરવા ચહાતી નહોતી. તે જાણતી હતી કે રત્નસિંહનો ક્રોધાગ્નિ સહજ વાતમાં સળગી ઉઠે છે. સુજાબાઇ પાસેથી આટલી વાત જાણતાં તેનો ગુસ્સો વધી પડયો અને બદલો લેવાને ઉશ્કેરાઇ ઉઠયો ! આટલા દિવસ તેણે સહન કર્યું હવે તેનાથી સહન થયું નહિ. તે બોલી ઉઠયો કે સૂર્યમલ્લેજ તેના જીવનની શાંતિ નષ્ટ કરી છે ! તેણેજ કૃષ્ણા જેવું પ્રફુલિત કમળ, મ્હારા હાથમાંથી ઝુટાવી લીધું છે ! તેણેજ તે ઉગતા ફૂલને કચડી નાંખ્યું છે ! સૂર્યમલ્લને આ જગતમાંથી પરલોકમાં પહોંચાડવોજ જોઇએ. આવો નિશ્ચય પણ કર્યો. આ વખતે તેના મનમાં સુજા કે પોતાની બ્હેનના ભાવિ દુઃખનો વિચાર ઉત્પન્ન થયો નહિ. ક્રોધનો અગ્નિ એવોજ હોય છે. તે અગ્નિ જેના હૃદયમાં

હોય છે. તે અગ્નિ જેના હૃદયમાં ઉત્પન્ન થાય છે તેને બાળવા સાથે બીજાં પણ કેટલાંક માણસોને બાળી ભસ્મ કરે છે, તેની ગણત્રી નથી!

રત્નસિંહે, ગુસ્સામાં ને ગુસ્સામાં જે નિશ્ચય કર્યો હતો તેનો અમલ કરવાની તિવ્ર ઇચ્છા થઇ આવી. રત્નસિંહે સૂર્યમલ્લને પોતાની રાજધાનીમાં આવવાનું નોતરૂં દીધું. સૂર્યમલ્લ આવી પહોંચ્યો. ત્યાર પછી તેની સાથે "આહીરીઆ" રમવા જવાનો નિશ્ચય કર્યો. રાજપૂતો, વસંત ઋતુમાં હરણનો શિકાર રમવા જાય છે તેને "આહીરીઆ" કહેવામાં આવે છે. "આહીરીઆ" એ એક જાતનો મોટો ઉત્સવ છે. તે વખતે રાજપૂતો તેમાં ઉમંગથી ભાગ લે છે. આ રમત રમવા માટે રાજપૂતાનામાં અનેક પ્રકારની ગોઠવણો કરવામાં આવે છે. રત્નસિંહે, સૂર્યમલ્લને "આહીરીઆ" રમવા માટેજ નોતરૂં દીધું હતું. રત્નસિંહે મનમાં નક્કી કર્યું હતું કે રમતી વખતે હરણના શિકારને બદલે સૂર્યમલ્લનો શિકાર કરવો! પોતાની રાજધાનીમાં એવો ભયંકર બનાવ બને તો લોકો તેના નામને કલંક લગાડે તેથી રત્નસિંહે "આહરીઆ" રમવા માટે સૂર્યમલ્લના રાજ્ય બુંદીની સરહદજ નક્કી કરી. સર્વ મેવાડથી ત્યાં ગયાં. રમતને માટે મેવાડમાં મોટી ધામધુમ ચાલી રહી હતી.

## ( ૪ )

વસંત ઋતુનો રળીઆમણો સમય હતો. બુંદીની સીમા તરફ આવેલી પર્વતની હારમાળાએ મનોહર લીલોત્રી વડે પોતાના શરીરને ઢાંકી દીધું હતું. વૃક્ષોપર નવાં પાંદડાં આવવાથી જંગલે જાણે નવું જીવન મેળવ્યું છે. સપાટ જમીન ઉપર લીલું ઘાસ ઉગેલું હોવાથી જાણે કુદરતે લીલો ગાલીચો બિછાવી દીધો છે. અનેક જાતનાં વન—ફૂલો-માંથી નીકળતી સુગંધવડે ચારે દિશા સુગંધિત થઇ ઉઠી છે. જુદાં જુદાં ફૂલોની સુંદરતા પણ આંખોને આનંદ આપે છે. જુદી જુદી જાતનાં પક્ષીઓના મીઠા તાન સ્વરથી અરણ્યમાં મધુરતા ફેલાઇ રહી છે. થોડે વેગળે ચર્મવતી નામની એક નદી ક્ષીણ સ્વરે વહી રહી છે. આ સુંદર પર્વતોવાળા અરણ્યમાં, રાજપૂતો હરણના શિકાર કરવા ઉતરી પડે છે. આ ઠેકાણું તેમને શિકાર રમવાનું યોગ્ય સ્થાન છે. આ ઠેકાણે પશુરાજ સિંહથી તે નાનાં સસલાં સુધીનાં પ્રાણીઓનાં રહેઠાણ છે. સિંહ, વાઘ, રીંછ, પાડા, શિયાળ, સસલાં અને ઘણી જાતનાં હરણો ત્યાં આમ તેમ ફરતાં જણાય છે. રાજપૂત લોકો શિકાર ખેલવા માટે ભેગા થયા પછી જ્યારે ઢોલ વગાડે છે અને બૂમો પાડે છે ત્યારે

આખું વન–જંગલ કમ્પી ઉઠે છે, અને તેમાંના પશુઓ બ્હી જઇને આમ તેમ દોડતાં નાસતાં જણાય છે. આ સુંદર વનમાં પશુઓનું આમ તેમ દોડવું જોઇને રાજપૂતો મહા આનંદમાં એટલા બધા મસ્ત થાય છે કે પોતાના અફિણનો કસુંબો પીવાનું સુધાં ભૂલી જાય છે! અરે એટલુંજ નહીં પણ શિકારની મોજ ભોગવતાં પોતાનો ઘર સંસારજ ભૂલી જાય છે!

"આહીરીઆ" ના ઉત્સવમાં મસ્ત થઇને તેઓ કેટલીક વખત પોતાની લડાઇઓ પણ ભૂલી જતા. આ વસંતઋતુના શિકારની રમત એ રાજપૂત જીવનના એક મુખ્ય આનંદની સામગ્રી હતી!

રાણો રત્નસિંહ અને સૂર્યમલ્લ, આહીરીઆ ઉત્સવમાં મસ્ત થતા ચર્મવતી નદીને પશ્ચિમ કીનારે "નંદતા" નામના ઠેકાણા આગળ આવી પહોંચ્યા. આ ઠેકાણું શિકાર રમવાને લાયક જ હતું, અને બુંદીરાજે એજ ઠેકાણું નક્કી કરી લીધું. તેમની સાથે એક બે વિશ્વાસુ નોકર હતા. તેમનું લશ્કર અને બીજા માણસો બીજી દિશામાં હતાં. ઢોલની ગર્જના અને માણસોના હોકારા થતાંજ હરણો

ઝાડીમાંથી બહાર નીકળી પડયાં. નોકરો હોકારા કરીને તેમને દોડાવવા લાગ્યાં. તેમના હોકારાથી અને કોલાહલથી અનેક પશુઓ નાસવા લાગ્યાં "પેલો સિંહ જાય છે, આ રીંછ દોડયું, પેલું હરણ આવે છે." આવા અનેક શબ્દો વનમાં સંભળાવા લાગ્યા. રાણો અને બુંદીરાજ પોતાનાંજ માણસો સાથે શિકાર રમતાં આમ તેમ દોડતાં હતાં. સઘળાં શિકાર રમવામાં મસ્ત હતાં પણ રાણો રત્નસિંહ માત્ર સૂર્યમલ્લનેજ તાકી રહ્યો હતો. તેના હૃદયમાં વેર લેવાનો અગ્નિ ભડભડાટ બળતો હતો તેથી તે "આહીરીઆ" ઉત્સવનો ખરો આનંદ ભોગવી શકતો નહોતો. ધીમે ધીમે વખત વીતવા લાગ્યો. તાપ સખ્ત રીતે પડવા લાગ્યો શિકાર રમવાનું બંધ પાડવાનો વખત થયો. બધાંએ હરણોનો શિકાર કર્યો હતો પણ રત્નસિંહનો મનુષ્યરૂપી હરણનો શિકાર થયો નહોતો! રત્નસિંહ અત્યંત વ્યાકુળ થયો. વખતે સંકલ્પ વ્યર્થ થાય એવી શંકા થઇ!

એજ સમયે, સૂર્યમલ્લ એકલો હરણ શોધતો, રાણા અને તેના નોકરોની સામે ગયો. રત્નસિંહે પોતાના એક પુરબીયા નોકરને ધીમેથી કહ્યું. ભૈયાજી, ગેંડાનો શિકાર કરવાનો આ સારો લાગ છે. સૂર્યમલ્લે કોઇ કારણને લીધે

આ પુરબીયા સરદારના પિતાનું ખુન કરાવ્યું હતું, તેથી તેને પણ વેર વાળવું હતું. રત્નસિંહના શબ્દો સાંભળતાંજ પુરબીયાએ સૂર્યમલ્લના સ્હામે એક બાણ છોડયું. સૂર્યમલ્લે તે બાણ પોતાની ઢાલ ઉપર ઝીલી લીધું. તેણે ધાર્યું કે વખતે ભૂલથી આ બાણ અહીં આવ્યું હશે. પરંતુ તરતજ રાણાના બીજા નોકરે બીજું બાણ ફેંક્યું. સૂર્યમલ્લે આ બાણ પણ ચતુરાઇથી પોતાની ઢાલ ઉપર ઝીલી લીધું. આ નોકર રાણાને ધવાડનારીનો પુત્ર હતો. આ વખતે સૂર્યમલ્લનું હૃદય શંકાથી ડોલવા લાગ્યું. ધવાડનારીના પુત્રનું તે બાણ ઝીલી લે તે પહેલાંજ રત્નસિંહ પોતાનો ઘોડો કુદાવી સૂર્યમલ્લની છાતી આગળ જઇ પહોંચ્યો અને કમ્મરે લટકતી ચળકતી તલવારનો ઘા કરતો બોલ્યોઃ—"આજ આહીરીયાનો અંત" તલવારનો ઘા લાગતાંજ યુંદિરાજ સૂર્યમલ્લ ઘોડા ઉપરથી મુર્છા ખાઇને જમીન ઉપર પડયો. લોહીનો ફુવારો ઉછળતાં તેનું શરીર અને જમીન પલળી ગયાં, ઘોડો ચમકીને કોઇ દિશા તરફ દોડી ગયો. ત્યાં થોભવાનું યોગ્ય નહિ જણાયાથી રાણાએ પોતાના ઘોડાને એડી મારી દોડાવી મૂકયો. નોકરો પણ તેની સાથેજ ચાલ્યા ગયા. સૂર્યમલ્લ અચેતન થઇને ત્યાંજ એકલો પડી રહ્યો.

થોડીવાર પછી તેને ચૈતન્ય આવ્યું. તેણે બેઠાં થઇને પોતાની સાલવડે ઘા ઉપર પાટો બાંધ્યો. વેગળે નજર કરતાં જણાયું કે રાણો ન્હાસી જાય છે. સૂર્યમલ્લે મોટે અવાજે કહ્યું કે "ઓ કાયર પુરૂષ! હવે તું ન્હાસી જાય છે? તારાથીજ મેવાડનું ગૌરવ, હંમેશને માટે ડૂબી ગયું છે!"

સૂર્યમલ્લના કેટલાક શબ્દો, રાણાના પુરબીયા નોકરને કાને પડયા. તેણે પાછું ફરીને જોયું તો સૂર્યમલ્લને ઘા ઉપર પાટો બાંધતાં જોયો. ભૈયાએ રાણાને કહ્યું કે "મહારાજ! કામ હજી અરધુંજ થયું છે. હવે તો તે પૂરૂંજ કરવું જોઇએ." રાણાએ પાછું ફરીને જોયું તો બુંદીરાજને બેઠેલો જોયો. રાણાએ તરતજ પોતાનો ઘોડો પાછો ફેરવ્યો. ઘોડો બુંદીરાજની નજીક પહોંચ્યો. રાણાએ પોતાનું બાણુ ઉગામ્યું. પરંતુ સૂર્યમલ્લ કાંઇ છેકજ તાકાત વગરનો થયો નહોતો. તેના શરીરમાં હજી પણ હાડાકુળનું વીર લોહી ઉછળતું હતું. તેણે છલંગ મારીને રાણાનું લુગડું પકડી જમીનપર પટકી પાડયો અને રાણાની છાતી ઉપર જોરથી પોતાનો લોખંડના બારવટીઆ જેવો ઘુંટણ દબાવી દીધો. એક હાથે તેનું ગળું દબાવ્યું અને બીજે હાથે કમરમાંથી કટાર કાઢી રાણાની છાતીમાં ભોંકી દેતાં કહ્યું કે:—

તે વખતે “આહીરીઆ” નો અંત આવ્યો નહોતો પણ હમણાંજ અંત આવ્યો.

રાણો ભયંકર ચીસ પાડતો સૂર્યમલ્લના પગ નીચે તરફડવા લાગ્યો. સહેજ વારમાં તેનો પ્રાણ વાયુ શરીરમાંથી નીકળી ગયો. આ ગડબડાટમાં સુર્યમલ્લના ધામાંથી લોહીનો ફુવારો ફુટ્યો તેથી તેણે નિર્બળ થઇને રાણાના મરેલા શરીર ઉપર પડી હંમેશને માટે આંખો મીચી દીધી.

આ પ્રમાણે “આહીરીઆ” નો ઉત્સવ સમાપ્ત થયો. રાણા રત્નસિંહે અને બુંદીરાજ સૂર્યમલ્લે પોતપોતાની જીંદગીનું દાન કરીને “આહીરીઆ” નો ઉત્સવ ઉજવ્યો! રત્નસિંહે આટલા દિવસ જે અગ્નિ પોતાના હૃદયમાં પૂરી રાખ્યો હતો તે પણ આજે ઠંડો પડી ગયો તેજ અગ્નિમાં પોતે બળીને ભસ્મ થયો અને તેની સાથેજ સૂર્યમલ્લને પણ બાળીને ભસ્મ કર્યો. હાય કૃષ્ણા! તારી ભૂલને માટે તું તો બળી રહી હતી પણ સાથે આજે મેવાડ અને બુંદીના રાજવંશ પણ બળીને ભસ્મ થયા! તેં રાજસ્થાનના બે રાજવંશોનાં અશાંતિના અગ્નિને શાંત કરીને તારા હૃદયમાં અગ્ની સળગાવ્યો હતો પરંતુ તે વડેજ બુંદી અને મેવાડ બળીને ભસ્મ થયાં! તારી એક સાધારણ ભૂલને લીધેજ

કેવો મોટો અનર્થ થયો ! તારી એક નજીવી શરમને લીધે આજે બે મોટા રાજવંશોનું નખોદ વળી ગયું !

રાણા રત્નસિંહ અને બુંદી રાજના મરેલાં મુડદાં તેજ સ્થળે પડી રહ્યાં. રાણાના નોકરો ત્યાંથી નાસી ગયા હતા. તેમનાં બીજા માણસો અને નોકરો શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા. ત્યારે તેમનાં મરેલાં શરીર જોવા પામ્યા. બંનેનું દીલગીરી ભરેલું પરિણામ જોઇને બધા રડવા લાગ્યાં; આજે " આહીરીઆ " નો આનંદ શોકમાં બદલાઇ ગયો. બધા કપાળે હાથ દઇને બેસી ગયા. કેમ આવું થયું તેનું કારણ કોઇ જાણી શકયા નહિ. તપાસ કરતાં માલૂમ પડયું કે તે બંનેએજ એક બીજાની જીંદગીનો અંત આણ્યો છે. પહેલાં તો તેઓએ એવું અનુમાન કર્યું કે હરણના શિકારના વાંધાને લીધે આવું થયું હશે, પરંતુ મદનના શિકારને લીધે આ પરિણામ આવ્યું છે તે તેઓ જાણી શકયા ન હોતા ! તેઓ જાણી શકયા નહિ કે એકાદ બે પગવાળા, પ્રફુલ્લિત કમળ જેવા સોનાના હરણને માટેજ " આહીરીયા " રમવાની ગોઠવણ થઇ હતી.

( ૫ )

બુંદી અને મેવાડમાં " આહીરીયા " ના શોક સમાચાર પહોંચ્યા. પુત્રના મરણના સમાચાર સાંભળીને બુંદી રાજ-

આતા શોકને લીધે ગાંડી જેવી થઇ! તે બોલી ઉઠી કે: શું સૂર્ય મરણ પામ્યો? શું તે એકલોજ મરણ પામ્યો? તે પૃથ્વીમાંથી એકલો કદીપણ જાય નહિ." આટલું કહેતાં કહેતાં તેની છાતી ફૂલવા લાગી, તેના સ્તનમાંથી ધડધડ કરતી દૂધની ધારા વહેવા લાગી. અહા! ધન્ય છે આવા માતૃપ્રેમને! તે પછી તેના જાણવામાં આવ્યું કે સૂર્યમલ્લે, વેરનો બદલો લીધા પછી જીંદગી ગુમાવી છે. ત્યારેજ તેના જીવને ઠંડક વળી! સૂર્યમલ્લ તેનો એકનો એક પુત્ર હતો. તે વીધવા થઇ ત્યારે સૂર્યમલ્લ, આંધળાની લાકડી પેઠે હતો. પુત્ર પણ રૂપ અને ગુણ માટે રાજસ્થાનમાં પ્રખ્યાત હતો. સૂર્યમલ્લ એ વીર હાડા કુળનું ભુષણ હતું. સૂર્યમલ્લવડે હાડા વંશ ઉજવળ થઇ રહ્યો હતો. તેનામાં અતિશય બળ હતું. અદ્ભુત સાહસીક વીર હતો. પોતાનું બળ અને સાહસીકતા, મરણની છેલ્લી ઘડીએ પણ બતાવવામાં તેણે મણા રાખી નહોતી! આવા વીર પુત્રના અકાળ મરણથી બુંદી રાજમાતા વિહ્વળ થાય એમાં આશ્ચર્ય શું? પોતાના પુત્રના મરણથીજ તે વિહ્વળ થઇ હતી એમ ન હતું પણ પુત્રી સુજાબાઇ વીધવા થઇ તેથી પણ તેને ઘણું દુઃખ હતું! તે જાણી શકી કે બુંદી અને

મેવાડનો સોનાનો સંસાર દુષ્ટ " આહેરીઆ " ને લીધે ધુળમાં મળી ગયો છે ! "

કેટલાક દિવસથી કૃષ્ણાની માંદગી વધી ગઇ હતી. તેની ખબર લેવા માટે મીરાં આવી છે. મીરાંને બે ત્રણ છોકરાં થયાં છે. નાનાં બાળકો લઇને તે બુંદી આવી છે. કૃષ્ણા ઘણી માંદી છે, છતાં મીરાંનાં બાળકોને છાતી સાથે દબાવી પ્રેમ બતાવે છે. કોઇ કોઇ વખત બાળકોને જોઇને તેની આંખોમાં આંસુ ભરાઇ આવે છે. મીરાંએ જોયું કે કૃષ્ણાની જીંદગી હવે પૂરી થવા આવી છે. હવે તે આ જગતમાં ઘણા દિવસ રહેશે એવી આશા નથી. જે દિવસે શિકારના શોકજનક પરિણામની વાત બુંદીમાં પહોંચી તે દિવસે મીરાં કૃષ્ણાની પાસે બેસી વાતો કરતી હતી. કૃષ્ણા કહેતી હતી કેઃ-બેહેન ! હવે જલદી છુટાય તો સારૂં. "

આ શબ્દો સાંભળી મીરાંની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણીએ આંસુ લુંછતાં કહ્યુંઃ-છુટી તો છેજ ! હવે બાકી શું રહ્યું છે ? રત્નસિંહ રાણા તો થયા. તેં શા માટે દેહ ગાળી નાખી ?

કૃષ્ણાએ કપાળ ઉપર હાથ પછાડતાં કહ્યુંઃ—એ બધા વિધાતાના લેખ બ્હેન ! આ પ્રમાણે વાતો ચાલતી

હતી તે વખતે બુંદીના રાજ મેહેલમાં ખબર પહોંચી કે;—"આહીરીઆ" રમતાં રમતાં રત્નસિંહ અને સૂર્યમલ્લે પરસ્પર જીવ ગુમાવ્યા છે. જે સ્થળે કૃષ્ણા અને મીરાં વાતો કરતાં હતાં ત્યાં પણ આ શોકજનક સમાચાર પહોંચ્યા. સમાચાર સાંભળતાંજ કૃષ્ણાને મૂર્છા આવી. તે મૂર્છા ફરીથી સારી થઇ નહિ. મુર્છાની સાથેજ કૃષ્ણાના પ્રાણ પંખી ઉડી ગયા હતા ! આ બનાવ જોતાંજ મીરાંએ ઊંચે સ્વરે રડી દીધું. તે ભોંયપર આળોટવા લાગી. તેનું રડવું સાંભળીને રાજમેહેલનાં સર્વ માણસોતે ઓરડામાં ગયાં તેમણે જોયું કે કૃષ્ણાનો જીવન દીપક ઓલવાઇ ગયો છે.

મીરાં રડતી રડતી બોલવા લાગી કેઃ—"કૃષ્ણા બ્હેન ! જો તેં ભુલ ના કરી હોત તો તારી આ દશા થાત નહિ અને મેવાડ તથા બુંદીનું સત્યાનાશ વળત નહિ ! "

મીરાંના શબ્દો સાંભળતાંજ બધાં સ્તબ્ધ થઇ ગયાં અને જાણી ગયાં કેઃ કૃષ્ણાનું વેર લેવા માટેજ રત્નસિંહે "આહીરીઆ" ઉત્સવની ગોઠવણ કરી હતી !

રત્નસિંહની બેહેન પોતાના સ્વામી સૂર્યમલ્લ સાથે સતી થવા તઇયાર થઇ. તેણે સાસુના ચરણમાં પ્રણામ કરીને રજા માંગી. રાજમાતાએ આશિર્વાદ દીધો કે "તારી

મનકામના પુર્ણ થાઓ." રાજમાતાએ પણ સતીની સાથે શિકારની જગ્યાએ જવાની મરજી બતાવી. બુંદીના સર્વ માણસો વ્યવસ્થા કરવા લાગ્યાં. બધી તૈયારી થયા પછી સઘળાં "નંદતા" નામના સ્થાન તરફ ગયાં. જે સ્થળે રત્નસિંહ અને સૂર્યમલ્લનાં મુડદા પડયાં હતાં ત્યાં પહોંચ્યાં. સૂર્યમલ્લને જોતાંજ રાજમાતાએ તેને એક વખત પોતાના ખોળામાં લીધો અને કહ્યું: "બેટા સૂર્ય ! તું અમને છોડી આટલો બધો ઉતાવળો ચાલ્યો ગયો બેટા ! તમારા મનમાં આવુંજ હતું !"

રાજમાતાનું છાતીફાટ રૂદન જોઇ, સઘળાંએ તેના ખોળામાંથી સુર્યમલ્લનું શરીર લઇ લીધું. રાજમાતા જમીન ઉપર પડી આલોટવા લાગી. પુત્રના વિયોગનો ઘા તેમને અસહ્ય થઇ પડયો હતો. સૂર્યમલ્લની પત્નીએ કરૂણાજનક શબ્દોમાં જે રૂદન વિલાપ કર્યો તેથી સઘળાંની છાતી ફાટી જવા લાગી. છેવટે મુડદાંને અગ્નિદાહ કરવાની તૈયારી થઇ. એજ વખતે મેવાડથી સમાચાર આવ્યા કે "મહારાણી સુજાબાઇ પણ "સતી" થવા આવે છે. પોતાની પુત્રીનું મુખ જોવાની આશાએ રાજમાતાને કંઇક ધીરજ વળી. જ્યાં સુધી સુજાબાઈ આવી પહોંચે નહિ ત્યાં સુધી

સઘળી ક્રીયા થોભાવવામાં આવી- માત્ર તઇયારી કરી રાખવામાં આવી.

મેવાડમાં આ શોકજનક સમાચાર પહોંચતાંજ હાહાકાર થઇ રહ્યો. મહારાણી સુજાબાઇ વિહ્વળ થઇ ગઇ હતી. તેણે પહેલાંથીજ અનુમાન કર્યું હતું કેઃ “ આહીરીઆ ” ઉત્સવનું પરિણામ સારૂં આવશે નહિ. રાણા રત્નસિંહનો ગુસ્સો, સૂર્યમલ્લ તરફ અતિશય વધી ગયો હતો, તે પણ સુજાબાઇ જાણી ગઇ હતી. છેવટે તેણે જાણ્યું કે કૃષ્ણાને લીધેજ આ ખૂના-મરકી થઇ ત્યારે તેની વિહ્વળતાનો પાર રહ્યો નહિ! મીરાંએ જે વાત ઉઘાડી પાડી હતી તે ઉપરથી બુંદી અને મેવાડની “ આહીરીઆ ” ની રમતનું ગુપ્ત કારણ પ્રકટ થઇ ગયું હતું. સુજાબાઇએ પણ તે ગુપ્ત કારણ સાંભળ્યું હતું. ત્યારેજ તેણીએ જાણ્યું કે તે દિવસે રત્નસિંહે શા માટે તેને કૃષ્ણાની વાત પૂછી હતી? અને શા માટે તેને સૂર્યમલ્લ ઉપર ક્રોધ ઉત્પન્ન થયો હતો? તે મનમાંજ વિચારવા લાગી કેઃ—જ્યારે સાવીત્રિના મંદિરમાં લગ્ન થયાં હતાં ત્યારે કૃષ્ણાએ શા માટે તે વાત છુપાવી? શા માટે તેણે લગ્ન થતાં પહેલાં પોતાના માતા પિતાને એ વાત કહી નહિ! આવી ભૂલનાં ભયંકર પરિ-

ણામે આવે છે તે આજે નજરે જોયાં. શા માટે તે મેવાડની મહારાણી થઇ નહિ? ઘણા દિવસ કુંવારી રહીને-મ્હારા પરણ્યા પછી પણ જો તે રાણા સાથે પરણી હોત તો હું હંમેશાં તેના ચરણની સેવા કરત અને રાણાના મનને સંતોષ આપત-શા માટે તે સુંદરી પરણી અને બંને રાજસંસારને સ્મશાન જેવા બનાવી દીધા!

સુજાબાઇ રાણા રત્નસિંહ સાથે "સતી" થવા તૈયાર થઇ. ગુરૂજનો પાસેથી આશિર્વાદ મેળવી "આહીરીઆ" વાળી જગ્યાએ જવા નીકળી. ત્યાં પહેલાંથીજ ખબર મોકલી હતી. સુજાબાઇ ત્યાં પહોંચી અને રત્નસીહના પગ ઉપર માથું મૂકી રડતી આલોટવા લાગી, તેની માતાએ તેને ઝાલી રાખી શાંત પાડવાનો યત્ન કર્યો.

આવા ઘોર જંગલમાં બે ચિતાઓ તઇયાર કરવામાં આવી. એક ઉપર રત્નસિહનું અને બીજી ઉપર સૂર્યમલ્લનું શરીર મૂકવામાં આવ્યું, સુજાબાઇ અને તેની ભાભી પોત પોતાના પતિની ચિતામાં પેઠાં-પતિનું માથું પોત પોતાના ખોળામાં લીધું. ધીમે ધીમે અગ્નિ સળગી ઉઠયો-જોત જોતામાં અગ્નિની એ ભયંકર જવાળા આકાશમાં જવા લાગી-વેગળેથી જોનારાઓએ અનુમાન કર્યું કેઃ-"વનમાં દાવાનળ

સળગ્યો છે ? હા, અમે પણ કહીએ છીએ કે વનમાં દાવાનળ સળગ્યો છે. તેની સાથે બુંદી અને મેવાડના રાજ મહેલોમાં પણ દાવાનળ સળગ્યો છે!”

બુંદીની રાજમાતાને લઇને સઘળા ત્યાંથી વિદાય થયાં. જે સ્થળે બે રાજરાણીઓ “સતી” થઇ તે સ્થળે એક એક યાદગીરીનો સ્તંભ ઉભો કરવામાં આવ્યો. હજી પણ સુજાબાઇના સ્મર્ણ સ્તંભવડે, પર્વતની તળેટીનો પ્રદેશ ગંભીર જણાય છે; અને તેના દર્શન કરનારના મનમાં દુષ્ટ “આહીરીયા” ઉત્સવની કરૂણાજનક વાર્તા જાગ્રત કરી આપે છે!

ક્રોધની અગ્નિ, ભૂલનું પરિણામ અને બદલો લેવાની દુષ્ટ ઇચ્છાનુંજ એ પરિણામ.

---

## વાર્તા ૫ મી.

# આદર્શ નારી રત્ન યાને ચતુરબાઇ.

(૧)

મધ્યપ્રાંતના મુખ્ય શહેર દમોહમાં એક વ્રજવાસી શેઠ રહેતા હતા. પોતે આશરે સાત આઠ લાખ રૂપિયાના આસામી હતા. પોતાને એકજ પુત્ર હતો. એથી લોકરૂઢિના અનુસાર પ્રાયઃ જેવી રીતે અકલ વિનાના શ્રીમાનોના છોકરા વિદ્યારહિત રહ્યા કરે છે, તેવી રીતે આ શેઠે પણ પોતાના એકના એક પુત્રને ભણવા માટે ધ્યાન ન કર્યું એટલુંજ નહિ પરંતુ તેને સ્વતંત્ર છોકરાઓની સાથે હરતાં ફરતાં પણ રોક્યો નહિ એજ કારણથી કુસંગનો જે દોષ બાળકોમાં ઉત્પન્ન થાય છે, એ દોષથી પુત્ર (સ્વરૂપચંદ) પણ બચી શક્યો નહિ. શેઠે સ્વરૂપચંદના લગ્ન પણ ત્હેની દશવર્ષની વયમાં કરી દીધાં અને પોતે સ્વર્ગવાસી થયા.

આજ એજ શેઠની ધર્મ પત્ની મૃત્યુ શય્યાપર પડી છે. પાસેજ ત્હેની પુત્રવધુ ચતુરવહુ બેઠી બેઠી આંસુ વહેવ-

રાવી રહી છે. ચતુરવહુનું વય આ સમયે આશરે સોળ વર્ષનું હશે. સાસુએ પુત્રવધૂના તરફ જોઇને એક દિર્ઘનિશ્વાસ ખેંચ્યો, પછી વહુના મસ્તકપર હાથ રાખીને બેલીઃ "બેટા! તું એક અભાગી છે, તેમજ તારા માતા પિતા પણ ઘણાં મૂર્ખ છે, જેણે વિનાવિચારે તારા જેવા રત્નને એક મૂર્ખના હાથમાં સોંપ્યું. ઘેર કષ્ટ દીધું. હે પરમાત્મા! મારી ચતુરવહુને સહાય થાએ (એટલું કહેનાંના સાથે શેઠાણીની આંખમાંથી આંસુને પ્રવાહ શરૂ થયો ) આ દેખાવ જોઇને ચતુરવહુની આંખમા પણ અશ્રુધારા ડબલ વેગથી ચાલી નીકળી; પરન્તુ સાસુની આ અન્તિમ અવસ્થા જોઇ પોતાનાં આંસુએ લૂછી નાખી બેલીઃ-" માતાજી! આપને આ સમય શોકને નથી. સંસારના સર્વ જીવો પોતાના કર્મોનાંજ ફળ ભોગવે છે. દિવસથી રાત્રિ અને રાત્રિથી દિવસ થાય છે. જે કર્મે દુઃખ આપ્યું છે, એજ કર્મ સુખ પણ દેશે. સીતા, કુન્તા, દ્રૌપદી અને અંજના આદિ સતિઓને પણ શોક વિયોગ આદિ દુઃખો સહન કરવાં પડયાં છે અને પાછો તેઓનો ઉદય પણ થયો છે, એથી ચિન્તા કરવી વ્યર્થ છે. આપનો આશીર્વાદ છે, તો મને પણ સુખની કમી નહિ રહે, અને આપનો એ પવિત્ર વંશ પણ પોતાની કીર્તિ પુનઃ સ્થાપિત કરશે."

સાસુઃ—"બેટા! તું કુળનો દિપક છે; અને આ ઘરની આબરૂ તારા હાથમાં છે; તો બને ત્યાં સુધી તેને રાખજે. હે પ્રભુ! મ્હારી પુત્રવધૂ સુખ પામો, સંપતિ અને સંતતિથી પરિપૂર્ણ રહે એજ મારી અન્તિમ પ્રાર્થના છે."

ચાકર વહુઃ—"માતાજી, નેત્રો ઉઘાડો અને જુઓ આપના સામે કોણ ઉભું છે?"

સાસુઃ—(નેત્ર ઉઘાડી) "બેટા, સ્વરૂપ! મ્હારી તને છેલ્લી શિખામણ છે કે આપણા વંશની નિર્મળ કીર્ત્તિ જે પ્રકારેથી મલિન ન થાય અને આપણી વંશપરંપરા સ્થિર રહે એજ કાર્ય કરવું. પોતાના ચિત્તને આમ તેમથી ખેંચી પોતાનો પ્રેમ પોતાની અર્ધાંગ્ના (ચતુરવહુ) નેજ આપવો, એજ વંશપરંપરા ચલાવવાનો અને કીર્તિ સ્થિર રાખવાનો મહામંત્ર છે."

સ્વરૂપઃ—"જેવી આજ્ઞા," કહીને ચૂપ થઇ ગયો અને વૃદ્ધ માતા પણ શ્રીહરિનું સ્મરણ કરતાં પોતાનાં નેત્ર સદાને માટે બંધ કરી સ્વર્ગવાસી થઇ ગયાં.

(૨)

સ્વરૂપચંદની માતાના મર્ણ પામ્યાને આજ તેર દિવસો થઇ ગયા છે-જ્યારથી માતા મર્ણ પામી ત્યારથી

સ્વરૂપચંદ પોતાની બેઠકમાં ન બેસતાં પિતાના દિવાનખાના-નામાંજ બેસે છે. બેઠકમાં કાંઇ પણ પ્રકારનો ભપકો નથી, કારણ કે જ્યારથી તેના પિતા સ્વર્ગવાસી થયા છે ત્યારથી તેમાં કોઇ બેસતું પણ નથી; અને પાછો આજકાલ શોકનો દિવસ છે, લોકોનું નિરંતર આવવું જવું ચાલુ છે. આજ માતાનું તેરમું ( દહાડો પાણી ) છે એથી લોકો જમવા માટે આવે છે. થોડા સમયમાં દિવાનખાનું માણસોથી ભરચક થઇ ગયું, પછી સ્વરૂપચંદના મામાએ ભોજન કરવા વિનતિ કરી ભોજન થયા પછી સારા માણસો સ્વરૂપચદે પાસે આવ્યા અને દુકાન ખોલાવી અને નિયમાનુસાર સ્વરૂપચંદને પાઘડી બંધાવવામાં આવી, અને કહ્યું કે—ભાઇ ! શોક કરવો વ્યર્થ છે, સંસારમાં જે પેદા થાય છે એ નિયમથી મરે પણ છે, સદાને માટે કંઇ કોઇના માતાપિતા બેસી રહે છે ? તમે સપૂત છો, તમારાં ઘરના રિવાજ પ્રમાણે ચાલો, એજ કુળની રીતિ છે. તમારા બાપદાદા અપૂર્ણ દ્રવ્ય અને કીર્તિ કમાયા છે. તમે પણ તેવીજ રીતે વધારો. તમારે શું ચિન્તા છે ? શેઠે પોતાની જીવતવસ્થામાંજ તમારા બે હાથના ચાર હાથ કરી દીધા છે, વહુ પણ ઘણી સુશિલ છે. અહા ! ખરેખર લક્ષ્મીનોજ અવતાર છે. વળી શેઠાણીએ

તેને કામકાજમાં કુશળ બનાવી છે. ઘરમાં લક્ષ્મીની પણ કૃપા છે. મુનીમ ગુમાસ્તા પોતપોતાના કામ સારી રીતે ચલાવે છે. હવે તમારૂં એજ કર્ત્તવ્ય છે કે શોક છોડો અને કામ–ધંધામાં ધ્યાન રાખો. હવે ઘરનો તમામ ભાર તમારે જાતેજ ઉપાડવાનો છે. અમે લોકો પણ યથા સમય સાહાતા માટે તૈયાર છીએ. વગેરે નાના પ્રકારના વાક્યોમાં સમજાવી સૌ પોતપોતાને ઘેર ગયા.

( ૩ )

ગલી કુંચી, બજાર, પાણીઆરી, મંદિર અને મકાનોમાં સર્વ સ્થળે આજ કાલ વ્રજવાસી શેઠના ઘરનીજ ચર્ચા થઇ રહી છે. કારણ તો દેખીતુંજ છે કે શેઠે પોતાના પુત્ર સ્વરૂપચંદને શિક્ષણદ્વારા કષ્ટ આપવામાં કસર કરી છે, એથીજ તે શિક્ષણ શૂન્ય તો હતોજ, પછી સ્વતંત્ર બાળકોની સોબત અને વિવાહ સમયે વેશ્યા આદિ તેડાવવાના રિવાજના લીધે સારા સારા નાટ-રંગો બતાવેલા હોવાથી તેમાં ચિત્તને ચંચળ તો પ્રથમથીજ બનાવી દીધુ હતું. પિતાની હયાતિથી કેટલાક પ્રકારના ભય અને દાબથી લોકોની દૃષ્ટિ સ્વરૂપચંદના પર પડી નહોતી; અને સ્વરૂપ પણ જરા ભય અને દાબમાં રહેતો હતો. વળી તે સમય જરા બાલ્યાવસ્થાનો

હતો એથી એવાં કેટલાંક કાર્યો છોકરવાદી ગણાતાં હતાં પિતાના મર્ણ સમયે સ્વરૂપચંદનું વય આશરે તેર વર્ષનુંજ હતું. તેની માતાએ કંઇક વિચાર કરી તેની તેર વર્ષની વયે વહુને આણું વળાવી ઘેર તેડી લાવી; પણ એથી સ્વરૂપના ચારિત્રપર કંઇ પણ અસર ન થઇ. જ્યારે તેની પત્ની સ્હામે આંખ ખોલીને જોયું પણ નથી. ત્યારે ક્યાં રહી પ્રેમ સંભાષણની તો વાતજ! પિતાજીના મરવા પછી એ ઉલ્ફતીજાન (વેશ્યા)ને ત્યાં માતાની ચોરીથી જવા લાગ્યો છે. અહીં મુનીમ ગુમાસ્તાએ પણ પોતાની મતલબ સાધવાનો આરંભ કરી દીધો છે. *શેઠાણી બિચારી કંઇ ભણેલ ગણેલ નહોતાથી હિસાબ કિતાબમાં શું સ્હમજે અને ×'પરદ ની હદ ઉપરાંતની સખ્તાઇ' કે તેમાં અન્તર ન પડે, ચાહે વૃદ્ધ હો યા યુવાન એથી વૃદ્ધ શેઠાણી પોતાના પુત્રની દશા જોઇને બળાપામાંને બળાપામાંજ મરી ગઇ એજ ચર્ચા આજે

*સ્રીઓને ભણવાની કેટલી ધી આવશ્યકતા છે તે આ દાખલાથી પણ સમજાય છે. જો શેઠાણી ભણેલી હોત તો કેટલો ફાયદો થાત તે વાંચકે વિચારી લેવું

× પડદાથી પણ કેટલો ત્રાસ છે, તે જોઇ શકાય છે.

આખા ગામમાં ચાલી રહી છે, કોઇ કહે છે કે,—વ્રજવાસી શેઠના ઘરનું તો હવે માંડી વાળ્યું, કેમકે પુત્રનું ચારિત્ર સારૂં નથી. થોડાજ સમયમાં ખરા પરસેવાની પુંજી એ ગમાર પુત્ર ઉડાવી દઇ ઘેરે ઘેર ભીખ માગશે. કોઇ દેખરેખ રાખવાવાળું તો હવે રહ્યું નહિ. એક બિચારી શેઠાણી હતી તે પણ પાર પડી ગઇ. વહુ ખાનદાન ઘરની પુત્રી છે, પરન્તુ ઢોલના અવાજમાં તતુડાનું સાંભળે છે કોણ? જુના મુનીમ રામચંદ્રે જોયું કે અહીં હવે બદનામીનો અવસર છે, ત્યારથીજ તેણે રાજીનામું આપી દીધું છે. હવે બીક કોની? લોકો કહેતાં બાઇ મોટા ઘરનું છોરૂં છે, માથે પડશે ત્યારે આપો આપ સુધરશે, પરન્તુ શેઠના મરવા પછી તેણે કંઇક લાજ—શરમ રાખી હતી તેને પણ તીલાંજલિ આપી દીધી છે, હવે તો દરેક બાબતો ખુલ્લીજ કરે છે, ધર્મ કર્મમાં ધ્યાન રાખવું એતો બાપના સમયમાંજ શિખ્યો નથી હવે શું શિખશે? ખરે! ત્હેના ધ્યાનમાં આવે તેમ કરે આપણે શું કરશું ઇત્યાદિ ચર્ચા કરવા લાગ્યાં ઠીક છે, લોકોને શું? કહ્યું છે કેઃ—

સુની કહેં દેખી કહેં, કલ્પીત કહેં બનાય.
દુરારાધ યે જગતજન, ઈનસે કહા બસાય.

—:૦:—

(૪)

વસન્તની ઋતુ છે, આજકાલ પીપળા જેવા મોટાં વૃક્ષો અને બીજા અન્ય વૃક્ષોએ પોતાનો જુનો પોશાક ઉતારી નવીન ધારણ કરી દીધો છે. તેનાપર નવી નવી કુંપળો ફુલ, પાન વગેરે વિચિત્ર શોભા દઇ રહી છે. આમ્ર વૃક્ષોપર ટૌકા કરતી કોયલો તો વિરહી જનોના હૃદયના જખમોને વિશેષ ઊંડા બનાવી દે છે. નવ યુવક નરનારી-ઓના માટે આ ઋતુરાજ અપૂર્વ આલ્હાદનું કારણ હોય છે. શરદી કંઇક કમ થઇ ચૂકી છે, એથી ચતુર વહુ પોતાની અગાશી ઉપર બારી પાસે પલંગપર સૂતી છે. બારીઓમાંથી શીતળ સમીરની મંદમંદ લહરીઓ આવી રહી છે. એ સમયે ચતુરવહુના ઓરડામાં બતી બુઝાઇ ગયેલી હોવા છતાં ચન્દ્રનો પૂર્ણ પ્રકાશ બારીવાટે ટેબલપર છવાઇ રહ્યો છે. ટેબલપર પડેલી એક છબિના ઉપર આ પ્રકાશ પડવાથી તેમાં કંઇક અલૌકિક શોભા જણાય છે. ચતુરવહુની દૃષ્ટિ અચાનક એ છબિના ઉપર પડી. બસ, એ જોતાંજ તેના હૃદયમાં નાના પ્રકારના તરંગો ઉઠવા લાગ્યા. કયારેક એ વિરહની વેદનાથી વ્યાકુલ થઇ ઉઠતી, કયારેક પોતાના ભાગ્યને દોષ દેતી, કયારેક માતા પિતા અને શ્વસુર કુળનો વિચાર

ફરીને ચમકી જતી અને સતી સીતા, દ્રૌપદિ, મનોરમા આદિના ચરિત્રોનું સ્મરણ કરતી પોતાના સમયને વિતાવાની ચેષ્ટા કરવા લાગી; પરન્તુ એ સર્વ નકામું. આજે નિદ્રાદેવી પણ દૂર ઉભી રહીને હાસ્ય કરવા લાગી. જ્યાં સુધી પોતાની સાસુ જીવિત હતાં ત્યાં સુધી તો તેને ઠીક હતું કારણ કે જ્યારે ચિત વિહ્વળ થઈ આવતું, નિદ્રા ન આવતી અગર કોઇ પણ પ્રકારે જ્યારે બેચેની જણાતી કે તુરતજ ઉઠીને સાસુજીના પાસે ચાલી જતી, તેની ચર્ણ ચંપી કરતી અને કથાવાર્તામાં સમય નિર્ગમન થઇ જતો. જ્યારથી સાસુ સ્વર્ગવાસી થયાં ત્યારથી મ્હેમાનો કે જે ખબર પૂછવા આવ્યાં હતાં એઓના સ્વાગત અદિમાં ચિત્ત પરોવાથી ઠીક હતું; પરન્તુ સદા કોણ કોને ઘેર બેસી રહે છે? સર્વને પોત પોતાનાં ઘરબાર લાગ્યાં છે. એથી એક એક કરતાં સર્વ મ્હેમાનો પણ સૌ સૌને ઘેર ચાલ્યાં ગયાં. હવે માત્ર આવી મોટી હવેલીમાં ચતુરવહુ એકલીજ રહી ગઇ છે, એથી તેનો સમય જતો નથી. ચાર પ્રહર રાત્રિ વિતવા આવી. સાધુજનોની પ્રાતઃક્રિયા આદિકાર્યોનો આવશ્યક સમય થવા આવ્યો, પરંતુ નતો ચતુરવહુની આંખ મળી ન વિચારની માળા પૂરી થઇ. એતો બરાબર એકજ

ધ્યાને એ છબિના સામી દષ્ટિ રાખી બેસીજ રહી વાંચકો સમજી ગયા હશે એ કોની છબિ છે? એછે ચતુરવહુના જીવન સર્વસ્વ હ્રદયાંકિત પતિ સ્વરૂપ પ્રકૃતિની. તેને જોઇનેજ પોતે પોતાનું અહોભાગ્ય માનતી હતી. એટલામાં કુકડો બોલ્યો. ચંદ્રમાનો પ્રકાશ મંદ પડવા લાગ્યો. આમથી રસોયણે આવીને બૂમ મારી:—"ચતુર બા ! ચતુર બા ! શું હજુ ઉઠયાં નથી ? આજ શું બનાવવું છે? શેઠે કંઇ કહેવરાવ્યું છે કે ?"

ચતુરવહુ:—"આવો ! હું નીચેજ આવું છું." કહેતી કહેતી ચતુર નીચે ઉતરી."

વાંચકો ! સ્વરૂપચંદનું આચરણતો આપ જાણો છો, છતાં પણ જણાવવું જોઇએ કે માતાના મર્ણબાદ હવે તે તદ્દન સ્વતંત્ર બની ગયો છે. લોક લજ્જાનો તેને લેશ પણ ભય નથી. ખુલ્લી રીતે ઉલ્ફતી (વેશ્યા)ને ઘેર પડયો રહે છે. ઘેર જવું આવવું સદંતર બંધ કરી દીધું છે. પૈસા ટકાનો ખપ પડતાંજ દુકાનપર ચીઠી લખી મંગાવી લેતો. કપડાં લતાં પણ દુકાનેથીજ મંગાવી લેતો હતો. જમવા વગેરેની ચીજો કોઇ વખત બજારેથી મંગાવતો તો કોઈ વખત માણસ મોકલી ઘેરથી મંગાવતો, એથી ચતુરવહુ

એકલીજ રહેતી અને તે નિયમ પ્રમાણેજ રસોયણે સદેશો પૂછયો છે.

( ૫ )

સ્હવાર થઇ ગયું હતું. સુર્યનારાયણ પોતાનો સોનેરી પ્રકાશ ચારેમેર પાથરવા લાગ્યા હતા એવામાં ભવાનીસિંહ નામના દરવાને રસોયણને બોલાવીને કહ્યું,—નાનીબાઇ, શેઠના પાસેથી માણસ આવ્યો છે. તેણે આજ નવ વાગે જમવાનું મંગાવ્યું છે, અને કહેવરાવ્યું છે કે, "કેશરીયા દુધપાક, પૂરી, કચોરી અને સાથે એક બે સારાં શાક પણ મોકલવાં"

નાની,—"સારૂં ભવાનીસિંહ! આદમીને કહી દો કે જલદી આવીને લઇ જાય."

ભવાનીસિંહ,—"વારૂ"

ચતુર વહુએ વિચાર કર્યો કે 'લાગ્યું તો તીર નહિતો બોઠ્ઠું તો છે જ.' ચાલ આજ હુંજ રસોઇ બનાવું બેઠા બેઠાં શું કરવું? દિવસનો કપાતો નથી. વાંચકો! ધ્યાન રાખવું, ચતુર વહુ ભણેલ ગણેલ ન્હોતી, કે જે નૉવેલ, વાર્તાઓ અગર ધર્મશાસ્ત્રનાં બીજાં પુસ્તકો વાંચી પોતાનો સમય ગાળે, ન ત્હેને બીજી અન્ય સ્ત્રીઓના

જેવી ઘેર ઘેર ભટકવાની ટેવ હતી કે જેથી કંઇક સમય વીતે' વીણવા ઝાટકવા કે શીવવા પરોવવાનું કામ તેને ન્હોતું કારણકે નોકર ચાકરોની ખોટ ન્હોતી. **ખોટ હતી માત્ર એકની ( પોતના પતિના પ્રેમની )** હતી. બસ, એ બોલી,–" નાની બ્હેન ! આજ હુંજ રસોઇ બનાવીશ."

નાની,–" ના ત્હમો શા માટે અડચણ કરો છો ? કંઇ વસ્તુ બગડશે તો શેઠ નારાજ થશે."

ચતુર વહુ,–"ત્યારે હું બેઠાં બેઠાં શું કરૂં ? વળી હું રસોઇ કરતાં પણ ભૂલી જઇશ. અભ્યાસ ન હોવાથી જે કામ વિસારે પડેતો એકાએક પછી બનાવવું કઠિન થઇ પડે. પૈસાનું શું ઠેકાણું છે ? આખર વહુ દિકરીઓ રસોઇ નહિ કરે–નહિ શિખેતો બીજું કોણ શિખશે ? એક કામ કરો. તમે બતાવતાં જાઓ અને હું કરતી જાઉં."

નાની,–" સારી વાત છે તો ઉઠો, ત્હમે નાહીને સેવા પૂજા કરી લ્યો "

ચતુર વહુ,–" ના, સેવા પુજા પછી કરીશ' નહિતો નવ વાગ્યે રસોઇ ક્યાંથી તૈયાર થશે. માટે હું નાહી લઉં."

ચતુરવહુ નાહીને રસોઇ બનાવવા લાગી. ઘર કાર્યમાં તો તે કુશળજ હતી. પછી રસોઇ સ્વાદિષ્ટ બનાવે તેમાં શું ? વચ્ચે વચ્ચે વખતે પૂછતી કે મીઠું કેટલું નાખું, મરચું કંઈ ઓછું જણાય છે ? કચોરા વધારે ખરી ઉતારૂં તો ઠીક કે નહિ ? ઇત્યાદિ એ પ્રમાણે સ્વાદિષ્ટ ભોજન બનાવીને મોકલ્યું. ભોજન ગરમાગરમ પહોંચતાંજ એક થાળીમાં સ્વરૂપચંદ અને એકમાં ઉલ્કતી એમ બન્ને જણ જમવા બેસી ગયાં. જમતાં જમતાં આજે ભોજનની ઘણી જ પ્રશંસા કરવામાં આવી અને આજ પ્રકારનું સ્વાદિષ્ટ ભોજન આવવું જોઇએ. બસ હવે શું પૂછવું ? દરરોજ નવા નવા પ્રકારના ભોજનની માગણી ચાલુ થઇ અને શેઠાણી પોતેજ ઇર્ષાભાવ વિનાજ બનાવી બનાવીને આપવા લાગી. રસોયણ માત્ર ઉપરનું કામ કરવા લાગી. એક દિવસ ઉલ્કતી અને સ્વરૂપચંદ વચ્ચે વાતચિત થવા લાગી—

સ્વરૂપચંદ,—" આજકાલ ભોજન ઘણુંજ સરસ આવે છે. "

ઉલ્કતી,—" જીહાં ! ઘણીજ સરસ. એ લોંડી ( ચતુર વહુના તરફ ધૃણા દર્શાવી ) વચમાં દખલ નહિ કરતી હોય ત્યારેજ ઠીક આવે છે. "

સ્વરૂપચંદ;–" ના, ના એ વાત જૂઠી છે. એ ખવરાવવામાંતો કસર નથી કરતી."

ઉલ્કતી,–" હાજી હા હું બધું સમજું છું. વાણીઆના ઘરના સ્ત્રીઓ કોઇ દિવસ બાદશાહી ખર્ચ કરે? બસ રહેવા દો."

સ્વરૂપચંદ,–" અરે, હાથ કંકણને આરસીની શું આવશ્યકતા છે? કાલેજ તેનો ફેંસલો થઇ જશે. રામુ, હવે તું આજ સાંજે ઘેર પૂછતો આવજે, કે રસોઇ કોણ બનાવે છે?"

રામુ.–" વારૂ સાહેબ."

સાંજે રામુ જમવાનું લઇને આવ્યો અને બોલ્યો,–" સાહેબ, આજકાલ રસોઇ તો માનાં શેઠાણીજ બનાવે છે".

સ્વરૂપચંદ,–" ઠીક, સવારે જાય ત્યારે તારી શેઠાણીને કહેજે કે હમ્મેશા રસોઇ આવીજ આવવી જોઇએ."

રામુ,–" જેવી આજ્ઞા."

રામુએ હવેલીમાં જઇને શેઠાણી ઉપલા સમાચાર દીધા અને ચતુરવહુ પણ પોતાનું અહોભાગ્ય સમજી.

(૬)

એક દિવસ વરસાદ જોરમાં વરસી રહ્યો, ઠંડી ઠંડી હવાથી શરદીનું જોર પણ વધી ગયું હતું. શેઠ સ્વરૂપચંદે નોકરને કહ્યું:–"રામુ ઘેર જા અને ગરમ ગરમ પુરી બનાવીને લઇ આવ."

વારૂ સાહેબ. કહીને રામુ ચાલ્યો અને ઘેર જઇને સંદેશો આપી દીધો. ચતુરવહુએ તુરતજ સ્ટવ સળગાવીને પુરી બનાવીને મોકલી, પરન્તુ ટાઢ પડતી હોવાથી ત્યાં સુધી જતાંમાંતો ઠંડી થઇ ગઇ. એથી ખાવામાં શેઠને કંઇ આનંદ આવ્યો નહિ, ઉપરથી ઉલ્ફતાએ પણ થોડું ઘણું મીઠું મરચું ભભરાવ્યું, બસ; એકતો નશામાં હતો, બીજું ભોજન સ્વાદિષ્ટ ન મળ્યું, ત્રીજું ઉલ્ફતીએ ચઢાવ્યો એથી પછી શું પૂછવું ? તુરતજ ચાબુક લઇ સ્વરૂપચંદ ઘર તરફ જવા નીકળ્યા. ઉલ્ફતી: ન્હોતી: ચ્હાતી કે શેઠ ઘેર જાય, નતો તેણે એટલા માટે ચઢાવ્યો હતો. પરંતુ ચતુરવહુ (શેઠાણી)ના ઉપર અત્યન્ત ધૃણા કરાવવાની ખાતરજ આ કાર્ય કર્યું હતું, અને નિયમ પ્રમાણે કુલટાઓ |અને વ્યાભચારિણી સ્ત્રીઓને, પતિવ્રતા સ્ત્રીઓ સાથે સર્વદા દ્વેષજ હોય છે; અને જ્યાં સુધી બને ત્યાં સુધી પોતાના પંજામાં ફસેલા

શિકાર છુટી ન જાય તેનો હરનિશ પ્રયત્ન કરી જાળો પાથ-ર્યાંજ કરે છે. તે ઉપાયોમાં શ્રેષ્ઠ ઉપાય એજ ફળીભૂત થાય છે કે વિવાહિત ધર્મપત્નીથી વિરક્ત રાખવું ઇત્યાદિ અને તેથીજ તેણે આજ અવસર જોઇને પાસા ફેંકયા હતા; એ જાણતી હતી કે ઘેર જવાથી કંઇક પરિણામ ઉલટું ન આવે, એથી તેણે ઘણોજ રોકયો; પરન્તુ બનવા કાળે બન્યા જ કરે છે. યથાર્થ રીતે પરિણામ ઉલટુંજ આવ્યું. શેઠજી તેની વાતપર ધ્યાન ન આપતાં ચાલ્યાજ ગયા. અહીં જ્યા રથી ચતુરવહુને ઉપાય સુઝયો છે, અને જ્યારથી માલુમ પડયું છે કે મ્હારા હાથની બનાવેલી રસોઇ પાસ થઇ ચૂકી છે અને તેનું સર્ટિફિકેટ પણ મળી ગયું છે, ત્યારથી દિન પ્રતિદિન ઉમંગપૂર્વક રસોઇનું કામ કરવા લાગી છે. એ રસોઇ બનાવતાં બનાવતાં અને થાળીમાં પીરસી મોક-લાવતી વખતે એજ ભાવ ધારણ કરતી હતી કે જાણે, તેના પતિ થાળી સ્હામે રાખીનેજ જમવા બેઠા છે. અને પોતે પીરસી રહી છે." એવી તે પ્રસન્ન રહેતી અને સું-દર વઆણ(?)કારો પણ હવે પડેરવા માંડયા છે. તેના ચ્હેરા પર દિવસે દિવસે નવો નવો વિકાસ થતો જાય છે જાણે કે તેને કોઇ અમુલ્ય રત્ન હાથ આવનાર છે. આમની એવી

તેની પણ અનેક પ્રકારની ચર્ચાઓ કરે છે કે ચતુરવહુને સાસુ મૂઆ પછી સ્વતંત્ર રાજ્ય મળ્યું છે. હવે તે નહિ ધ્રતશાય તો પછી કોણ ધ્રતગશે? કોઇ કહે છે કે ઘરમાં માલ ભર્યો છે, કોઇ જોવાવાળું નથી, નાની ઉંમર છે, બાઇ કોણ કહે મ્હોટા ઘરની વાત! સ્વરૂપ કોઇ દિવસ એ તરફ જતો પણ નથી પછી ગમે તેમ કરે તેને કોણ અટકાવે!

કોઇ કહે છે–શેઠાણી ભલા, બિચારી જ્ય રથી આવી ત્યારથી ત્હેણે શું સુખ જોયું છે? બિચારી છતા ધણીએ રંડાયો ભોગવે છે. હવે શું પ્હેરવા એ ઢવાથી જશે? ભલા તમેજ બતાવોને કે તેણે શું સુખ જોયું છે? તેના કરતાં તો એક કઠિયારીણી દશા સારી છે. આખો દિવસ મજુરી કરીને રાત્રે સુકા રોટલાનો ટુકડો પ્રેમથી મળેતો છે ને. કોઇ વળી તેને ટેકો આપી હામાં હા મેળવે છે. ત્યાં વળી વચમાંથી એક બોલી ઉઠી,–બ્હેન! કરોડોની સંપત્તિ હોય, ઘેર સેંકડોં દાસ દાસીઓ અને વસ્ત્રાલંકારના ઢગલા હોય પરન્તુ જો સ્ત્રીને પતિનું સુખ ન હોય તેને એ સર્વ ધુળ સમાન છે. એટલામાં તડાકી બોલી ઉઠી,— અરે બાઇ! જોતો ચતુર વહુની સાથે રહી કેવી કુશળ

બની ગઇ છે; પરન્તુ એ બિચારીને આંબા આંમલી પણ માલૂમ નથી. ત્યારે વળી કોઇ બોલી,—અરે બેસોને એતો ભોળી છે. ભલા જેનો પતિ વ્યભિચારી હોય તેની સ્ત્રી શું પતિવ્રતા રહી શકે ખરી ?! જરા વિચારતો કરો કે આ બધા શૃંગારો સજી તેને કોને બતાવવા છે ! શેઠતો ઘેર આવતા નથી; અવસ્ય ગમે તેમ કહો પણ કંઇક દાળમાં કાળું તો જરૂર છે. ઇત્યાદિ નાના પ્રકારની ચર્ચાઓ કૂવા, નદી અને વાટે ઘાટે તમામ ઠેમાણે ચર્ચાવા લાગી. વાંચકો! ભારતની વર્તમાન અભણ અને મૂર્ખ સ્ત્રીઓને આવી નિષ્પ્રયોજન કુથલી કર્યા સિવાય બીજું શું કામ છે ?

આદર્શ નારી રત્ન ચતુરબહુનો સ્વભાવજ શાન્ત હતો. કદાચ જો આવી બાબત તે સાંભળતી—વખતે કોઇ ચાડીયણ સ્ત્રી તમાશો જોવાને ખાતર તેને કંઇ કહેતી; એ સમયે તે આંખ આડા કાન કરી જતી. તેને જ્યારથી રસોઇમાં સફળતા મળી છે, ત્યારથી નિશ્ચય થઇ ગયો છે કે પોતાના સુખી દિવસો નજીકમાંજ આવી પહોંચ્યા છે, અને એ દિવસ પણ શીઘ્રજ આવશે કે તેનો પતિ તેને ખરા પ્યારથી ચ્હાશે; એથી તે કોઇની પણ વાતો ઉપર લક્ષ ન આપતી પણ ખરા હૃદયથી—પરોક્ષ રીતિથી પતિ પરાયણી પ્રેમદા પતિ સેવામાંજ નિમગ્ન બની ગઇ છે.

સ્વરૂપચંદને અચાનક આવતા જોઇ લોકો આશ્ચર્ય પામી ગયા. નાના પ્રકારની કલ્પનાઓ થવા લાગી; હાથમાં ચાબુક અને રૌદ્રરૂપ ચ્હેરો જોઇને નોકર-ચાકરોના ભયનું તો ઠેકાણુંજ ન રહ્યું. અંદર પણ ખબર પહોંચી ગઇ. લોકો સમજી ગયા કે આજ કંઇ શુભ પરિણામ નથી. કોણ જાણે શું અનિષ્ટ થવા વાળું છે, કેમકે સ્વરૂપચંદ વ્યસનાસક્ત હોવાની સાથે ક્રોધી પણ વિશેષ હતા, પરન્તુ પારણામ ધારવા કરતા ઉલટું નિવડયું.

આવતાંના સાથેજ એકદમ અંદર ચાલ્યા ગયા. જોયું તો સ્હામે પૂર્ણિમાના ચંદ્રમાને પણ લજ્જિત કરવાવાળી ગૌરવર્ણ સુંદર વસ્ત્રાલંકારોથી યુક્ત નવયૌવના સુંદરી હાથમાં પાણીનો લોટો લઇને ચાલી આવે છે. સ્વરૂપને જોતાંજ લજ્જાથી શિર નીચું નમાવી બેસવાને માટે એક ખુરશી રાખી દીધી અને પાસે પાણી લોટો મૂકીને જરા પાછળ હઠીને ઉભી રહી.

સ્વરૂપચંદ એ જોતાંજ બે ઘડી તો સ્તબ્ધ બની ગયો. અને અવાક્જ થઇ ગયો. વિચાર સાગરમાં ગોથાં ખાવા લાગ્યો. ક્રોધાવિરોધ એકદમ પલાયન કરી ગયો

ક્ષણવાર બાદ પોતે પોતાને સાંભળીને બોલ્યો,—" આજ પૂરીઓ કોણે બનાવી હતી ?"

ચતુર—( ધીમેથી ) " મેં. "

સ્વરૂપ—"ત્યારે ગરમ ન મોકલતાં ઠંડી કેમ મોકલી ?"

ચતુર—( ભયથી કમ્પતી ) " મોકલી હતી તો તુરતજ પરન્તુ જતાં જતાં ઠંડી થઇ ગઇ હશે, વળી આજે શરદી પણ વધારે હતી અને વર્ષાદ પણ પડતો હતો. "

સ્વરૂપચંદ—( કંઇક વિચાર કરીને ) " વારૂ જો આજ તો તને માફ કરૂં છું પરંતુ હવે પછી આવું કોઇ પણ વખત ન થાય એ વાત ધ્યાનમાં રાખજે."

ચતુરઃ—" (ડરતાં ડરતાં) જો આપ અહીં આવીને જમોતો ઠીક પડે. કેમકે રસ્તે જતાં જતાં રસોઇ ટાઢી થઇ જાય છે અને સ્વાદ રહેતો નથી વળી આપના જમ્યા-બાદ ત્યાં પણ મોકલ્યા કરીશ.

સ્વરૂપચંદઃ—" સારૂ, આવતી કાલથી હું અહીંજ જમવાને માટે આવ્યા કરીશ. એટલું કહેતાંમાંતો ઉલ્ફતીની ઉલ્ફત પાછી તેને ખેંચી ગઇ એથી તે પાછો ચાલ્યો ગયો.

ચતુરવહુને આજે અપૂર્વ આનંદ થયો. તેને માટે તો ક્રોધનું પરિણામ સારૂંજ આવ્યું—પુણ્ય અને સુચરિત્ર-તાથી વિષ પણ એક વખત અમૃત બની જાય છે."

(૭)

સ્વરૂપચંદ યદ્યાપિ ઉલ્લતીના પ્રેમથી પોતાના મનને એકાએક છોડાવી ન શકયા અને તે તુરતજ ઘેરથી પાછા ચાલ્યા આવ્યા, પરન્તું તેનું મન ડામાડોળ તો અવસ્ય થઇ ગયું. તેના સામે ચતુરવહુનું નિર્દોષ મુખડું નૃત્ય કરવા લાગ્યું. યદ્યાપિ કુળવધૂઓમાં વેસ્યાના સમાન ચંચળતા હાવભાવ વિભ્રમકટાક્ષ આદિ કામોત્તેજક આચરણો નથી જોવામાં આવતાં, તથાપિ તરુણાવસ્થા પણ એક ઓર વસ્તુ છે. ગમે તેમ હો પરન્તુ સ્વરૂપચંદ મુંઝવણમાંતો જરૂર પડી ગયો. તેનું ચિત્ત ઘર તરફ વળ્યું. આખરે તેણે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય પણ જમવાને માટે તો ઘેરજ જવું.

હવેથી દરરોજ બન્ને વખત જમવાને માટે ઘેર આવવા લાગ્યો અને ચતુરવહુ પણ નિત્ય નવીન પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનો બનાવી પતિનો થાળ પિરસવા લાગી. પતિના આવતા પહેલાંજ આસન, થાળી અને લોટા સાફ કરાવી તૈયાર રાખતી. ભોજનાન્તરે પાન સોપારી એલાયચી આદિ પણ તૈયાર રાખી મૂકતી. આરામને માટે એક મખમલ જડેલો કૉચ પણ ત્યાંજ ગોઠવી દીધો હતો. ઘર સાફ સૂફ

રાખતી. સ્વયં પણ ઘણીજ ચોખ્ખાઇથી રહેતી અને સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરી પોતેજ રસોઇ કરતી. પતિના આવવાનો અવાજ સંભળાતાંજ હાથમાંનું કામ પડતું મૂકી તેમના સ્વાગતને માટે બહાર નીકળી આવતી અને પોતાને હાથેજ તેના હાથ પગ ધોઇ રસોડામાં લઇ જતી. પોતેજ પીરસતી, પરન્તુ ધ્યાન રાખવું કે જમતી વખતે કદિપણ કોઇની ચાડી ચુગલી અગર એવી બીજી કોઇ પણ વાત ન છેડતી કે જેથી પતિના ચિત્તમાં ચિન્તા, ભય, ક્રોધ, ગ્લાનિ કે શોક ઉત્પન્ન થાય. કેમકે બાલ્યાવસ્થામાં એક સમયે પોતાના ભાઇએ એક પુસ્તક વાંચતાં કહ્યું હતું કે, **ભોજન પ્રસન્ન ચિત્ત રાખીને કરવું જોઇએ.** જે ભોજન પ્રસન્નચિત્તે કરવામાં આવે છે, તે જલ્દી પાચન થઇ જાય છે, અને શરીરની વૃદ્ધિનું કારણ છે. પરંતુ ચિન્તા, ભય, ક્રોધ અને શોકાદિ સહિત જે ભોજન કરવામાં આવે છે, તે હલાહલ વિષનીજ ગરજ સારે છે. એથી વખતે જો અવસર મળી આવતો તો કંઇક મનોરંજક વાત કરતી અથવા તો ગુપચૂપજ પીરસતી.

સ્વરૂપચંદ પણ વચ્ચે વચ્ચે તેના તરફ જોતા લાગતા, ક્યારેક મૃદુહાસ્ય પણ કરી બેસતા હતા, પરન્તુ લાંબા

દિવસોનો ઉલ્કતીનો પ્રેમ તેનો પીછો નથી છોડતો, એથી તે ભોજન કરીને ઉભા ઉભા પાન ખાઇ નોકરના સાથે ઉલ્કતીનું જમવાનું મોકલી તુરતજ ચાલ્યા જતા. જેમ કોઇ માણસ ઑફિસ (નોકરી) નો સમય થઇ જવાથી એક મિનિટ પણ ખોટી નથી થતો, તેમ સ્વરૂપચંદનું બનતું, પરન્તુ એ વાતથી ચતુરવહુને કંઇ પણ શોક કે ગ્લાની થતી ન્હોતી, કિન્તુ તે પોતાનું અહોભાગ્ય માનતી હતી; અને મનમાંને મનમાં કહેતી કે એ પણ એક દિવસ હતો કે મ્હારા જીવનધન સ્વામી ભૂલ્યા ચૂક્યા પણ મ્હારા સ્હામે દૃષ્ટિ સરખીએ કરતા નહિ તેને બદલે આજ એ વખત ઘેર આવી મ્હારા જેવી અભાગીણીના હાથનું ભોજન જમે છે એટલુંજ નહિ પણ વખતે મૃદુહાસ્ય કરીને બોલે છે. પણ ખરા જ્યારે એટલું થયું છે ત્યારે એ દિવસો પણ હવે દૂર નથી કે, મ્હારા પતિ સંપૂર્ણ રૂપથી પોતાનું ચિત્ત આમતેમથી ખેંચી મ્હનેજ આપશે, એથી તે નિઃસંશય ભાવથી તેમની સેવા કરતી અને પોતાની શોકય (વેસ્યા) ને પણ ઉત્તમ ઉત્તમ ભોજન બનાવીને મોકલતી ! એવું કરવાથી બે લાભ હતા. એક તો તેનો પતિ તેના તરફ આકર્ષિત રહેતો, બીજું કામ કાજમાં ચિત્ત પ્રસન્ન રહેતું, અને સમયપણ સુખરૂપ વ્યતિત થયો.

(૮)

સ્વરૂપચંદ જમવાને માટે તો બન્ને વખત આવતા; પરંતુ હવે તો વચ્ચે પાનખાવા, પાણી પીવા વગેરેને બ્હાને ઘર તરફ ચાલ્યા આવતા, એક વખત સ્વરૂપચંદ પાન ખાઇને જ્યાં બહાર જવાની તૈયારી કરતા એવામાં એકા એક ગર્મીથી ચકરી આવી. એકદમ મુર્છિત થઇ જમીન ઉપર પડી ગયા, આખું શરીર પરસેવાથી તરબોળ બની ગયું. હાથ પગ ઢીલા પડી ગયા. આંખો ફરી ગઇ. બસ પછી શું પૂછવું ? આખા ઘરમાં ખળભળાટ મચી ગયો. કોઇ ગુલાબ જળ લાવ્યું, કોઇ બરફ લેવા દોડયું, કોઇ ડૉકટરને બોલાવા દોડી ગયું. મકાનમાં માણસોજ માણસો જોવામાં આવવા લાગ્યાં. ચતુરવહુ આવા સમયમાં વિશેષ શું કરી શકે ? મ્હોટા ઘરમાં પડદાનો રિવાજ હોય છે. એથી વહુઓ બીજા લોકોના સ્હામે બહાર નીકળી શકતી નથી. ચ્હાયે ગમે તેવી વિપત્તિ કેમ નથી આવતી. પરન્તુ આ સમયે ચતુરવહુએ એ બાબતનું લેશ પણ ધ્યાન ન રાખ્યું. યદ્યપિ તે પર્દા રહિત નિર્લજ ન્હોતી, પરન્તુ પતિથી વ્હાલી લજ્જા (પર્દો) નથી. સર્વ લજ્જા પતિના પાછળજ છે. પતિ સેવામાં

ભલા હજામજ ક્યાં છે ? એ સમયે બરાબર પોતાનું શરીર સંભાળી પરમાત્માનું સ્મરણ કરતી, હાથમાં પંખો લઇ પોતાના પ્રાણતુલ્ય પ્રાણેશ્વરને પવન નાખવા લાગી ગઇ, અને નોકરોને કહીને લોકોને કોલાહલ ન કરવાની અને ભીડ છોડી પવન આવવા દેવાનો ઇશારો કરી એક ધ્યાને પતિસેવા કરવામાં નિમગ્ન બની ગઈ.

થોડા સમય વિત્યાબાદ સ્વરૂપચંદને કંઇક શુદ્ધિ આવી, તેણે આંખો ઉઘાડી જોયું તો પડખે પોતાની અર્ધાંગ્ના બેઠી બેઠી પવન નાખી રહી છે, લોકો આમ તેમ દોડી રહ્યા છે, ત્યારે તેણે કહ્યું,–કોઇ ગભરાશો નહિ, મ્હારી તબિયત હવે સારી થઇ ગઇ છે. જરા તમે રસ્તો કરી દો મ્હારે પેશાબ જવું છે. લોકો ત્યાંથી ખસી ગયાં, ચતુરવહુએ તુરતજ ત્યાં એક વાસણ લાવીને મૂકી દીધું અને કહ્યું,–આપ અહીંજ પેશાબ કરો હું ફેંકી દઇશ. હજુ આપનામાં શીથિલતા ઘણી છે. એથી પાછું વળી હેરાન થવું પડશે. સ્વરૂપચંદે પતિના આગ્રહને વશ થઇને એ વાસણમાં ત્યાંજ પેશાબ કરી લીધો, અને તુરતજ સુશીલ સ્ત્રીએ બિન સંકોચે ઉઠાવીને ફેંકી દીધો.

એ કાર્ય જોઇને સ્વરૂપના ચિત્તમાં કંઇ નવીન

ભાવ ઉત્પન્ન થયો અને વિચાર કરવા લાગ્યો કે જે સ્ત્રીમાં મેં મારા તન મન અને ધન ત્રણે ફસાવી દીધા છે એ પણ આવી રીતે કદિપણુ મ્હારી ખાતર કરતી નથી; પરંતુ આ નવયૌવન સરલા મારો તિરસ્કાર હોવા છતાં પણ આટલી નિઃસ્વાર્થ સેવા કરે છે એ આશ્ચર્યની વાત છે.

શું હવે હું અહીંજ રહેવા લાગું ? અહીં રહેવાથી મારા શરીરનું રક્ષણ સારી રીતે થશે પરન્તુ ઉસ્કૃતીના વિના કેવી રીતે રહી શકું ? એ પણ એક અડચણ છે. યદ્યપિ પણ તેને ગમે તેમ કરીને અહીં રાખવાનો પ્રબંધ થાયતો ઠીક પડે, તેમાં ગામના લોકો ધિક્કારશે તો ખરા, પરન્તુ કોની તાકાત છે કે મારી વાત કરી શકે ! કોર્ટના દરવાજા ખુલ્લા છે. અરે મ્હારે કોર્ટ સુધી પણ જવું પડે તેમ નથી. આજ વકિલોની કંઇ કમી નથી. એ બિચારા નવરાઓતો એવો અવસર શોધ્યાજ કરે છે, કે સાચો જૂઠો કોઇ પણ શિકાર ગમે તેવી રીતે પકડાય તો ઠીક પડે પણ વકિલનીએ શી દરકાર છે ? કોર્ટમાં જવું જ જોઇએ શા માટે ? ઉસ્કૃતીના ભડવાઓજ બસ છે, નહિ તો માત્ર કલ્લુખાં અને મસ્તાનસિંહની ધમકી પણ લોકોના દાંત બંધ કરી દેવાને સામર્થવાન છે.

પરન્તુ ડર છે માત્ર એકજ વાતનો કે આ બિચારી (ચતુરવહુ) સરલ સુશીલા નિઃસ્વાર્થ સેવિકા, જેને મ્હેં છોડી દીધી છે એ બિચારી દુઃખી થશે. ઉત્કતીનો રોફ કંઈ ઓછો નથી અને વખતે શોકયોનો ખાર વધી જાય અને મ્હારૂં જીવન દુઃખમય બને તો શું થાય? ઇત્યાદિ પ્રકારે મુઝવણમાં પડયો હતો. એટલામાં ચતુરવહુ ડરતાં ડરતાં બોલી,—"આપને આવી રીતે ગરમીના દિવસોમાં જતા આવતાં બહુ હેરાનગતી ભોગવવી પડે છે. કોણ જાણે કેવે સમયે શું થાય? એથી આપ જો અહીંઆજ રહો અને તેને (ઉત્કતી)ને પણ અહીંજ બોલાવી બાજી મેડીમાં રાખો, તો ઠીક થાય, અને એ રીતે હું આપની સેવા-ચાકરી પણ કરી શકું, મ્હને આપના દર્શનથી બહુજ સુખ થાય છે. આપના ગયા બાદ મ્હારો વખત જતો નથી અને નિરંતર ચિન્ત રહ્યા કરે છે. તો મ્હારા ધારવા પ્રમાણે આ સગવડ થાય તો ઠીક."

(૯)

જ્યારથી શેઠ સ્વરૂપચંદ અને ઉત્કતીનો ખટલો મહાનગર આવ્યો છે ત્યારથી લોકોમાં નાના પ્રકારની અફવાઓ ચાલી રહી છે. સ્ત્રીઓતો હાલતાં ચાલતાં ચતુરવહુનીજ

વાતો છેડયા કરે છે. સર્વ લોકો કહે છે કે અત્યાર સુધી તો બિચારી દુઃખી હતીજ પરન્તુ હવે તો કોણ જાણે આ છોકરાને શું સુઝયું છે કે, એ બિચારીની છાતી ઉપર પીપળો રોપ્યો અને એ બાપડીને અધુરામાં પૂરૂં રાંડની ખુશામત અને સેવા-ચાકરી પણ કરાવા લાગ્યો છે. પણ જૂઓને એ પણ કેવી મૂર્ખી છે કે શેઠની સેવાતો કરે છે. પરન્તુ સાથે એ રાંડ નાયકાની પણ મુંગે મ્હોંડે સેવા કરે છે; યદિ બીજી કોઇ જો આ જગ્યાએ હોત, તો બરાબર કરતી, પરન્તુ આતો ન કોઇને કંઇ પૂછે છે અગર નતો કોઇને વાત કરે છે તેમાં કોઇ શું કરે ? એના ભાગ્યમાંજ એવું લખ્યુ હશે. ગામની સ્ત્રીઓ પ્હેલાંતો કોઇ કોઈ ત્યાં જતી આવતી હતી, પરન્તુ હવે તો એ પણ બંધ થઈ ગયું. અને છચોક કહેવા લાગી કે શું આપણે તેના જેવું થોડું બનવું છે ? કરશે તે ભરશે આપણે શું ? લોકોનું ધારવું હતું કે વેસ્યાના રહેવાથી ચતુરવહુને બહુ દુઃખ હશે. પણ લોકોની આ ધારણા ભૂલ ભરેલી હતી. ચતુરવહુએ જાતેજ બોલાવી હતી. શા માટે બોલાવી હતી ? એતો આગળ જણાશે, પરન્તુ એટલું તો જરૂર જાણવું કે ગરમ લોઢું ગરમ લોઢાથી કદિ પણ નથી કપાતું,

પરન્તુ ઠંડાથીજ કપાય છે. એ ઉદ્દેશ લઇનેજ એ આશાપર કામ કરે છે. અને તે ગામના લોકોની વાતો પર કાન પણ દેતી ન્હોતી અને કોઇને પોતાનું દુઃખ હ્રદય ખોલીને બતાવવાનીતો બાધાજ લીધી હતી. કદાચ જો તે એવું કરત અને કુટિલ સ્ત્રીઓની શિખામણ માનતી તો પૈસાટકાનું નુકસાન થાત અને ત્હેનું શિયલરૂપ અમૂલ્ય રત્ન બચવાની આશા પણ ન રહેત અને પતિ પ્રેમ મળવો દુર્લભ થઇ જતે આખરે દુઃખમાં કોઇ દિલાસો ન આપતાં ઉલટા દુ;ખ રૂપ બની જાત એથીજ કહ્યું છે કે;—

તુલસી પરઘર જાય કર, દુઃખ ન કહિયે રોય.
અપનો ભરમ ગમાય કર, વાત ન પૂછે કોય.

ચતુરવહુ પ્રસન્ન ચિત્તે પોતાનું કામ કાજ કરે જાય છે. અને પોતાના પતિ અને શોકયની સેવા પણ જાતે જ કરે છે. ધન્ય ભારત મહિલા! એ કથા આટલેથીજ સમાપ્ત નથી થતી. સ્વયં શોક્યને જમાડતી, હુકકો ભરી દેતી, ઓરડામાં ઝાડુ ક્હાડતી, પથારી પાથરતી, પાન લગાવી દેતી, બતી કરતી, બન્ને સમય ન્હા પણ પાતી. તાત્પર્ય સર્વ કામ પોતાની જાતેજ કરતી! અમારા વાંચક દેવ દેવીઓ તેને

કેવળ મૂર્ખોજ સમજશે અને કહેશે તે આટલી બધી દીન કેમ બની ગઈ છે, ન્યાયવાન સરકારમાં શું ત્હેની દાદ ફરિયાદ કોઈ નથી સાંભળતું ? તેણે શામાટે દબાવું જોઈએ. પરંતુ ઠેઠ કોર્ટ સુધી પહોંચી તેણે બરાબર ઈન્સાફ મેળવવા કોશેષ કરવી જોઈએ. પરન્તુ એ વિચાર કરવોજ વાજબી નથી. સ્હામે પડવાથી, રકઝક કરવાથી, કોર્ટ સુધી દોડવાથી સંભવ છે કે કંઈક માસિક ખર્ચ મેળવે; પરંતુ શું એ પણ સંભવ છે કે અદાલતના માણુસો પ્રેમ પણ અપાવી શકે છે ? ના કદિ નહિ. એના માટે માત્ર આપણે એટલુંજ કરવું ઉચિત છે કે સ્ત્રીઓને સુશિક્ષિત બનાવવામાં આવે અને ત્હેના હૃદયમાં પતિ પ્રેમની માત્રા સંપૂર્ણ રીતે ભરવામાં આવશે ત્યારેજ તેમની દશા સુધારવામાં લેશ પણ વાર લાગશે નહિ એ પ્રમાણે કેટલાક દિવસ સતીએ નિરન્તર પતિ સેવા કરી; પરંતુ તે હમેશાં એ વાતની તપાસ કરવા મચી રહેતી કે આ શોક્ય (વેશ્યા)માં મારા કરતાં કઈ બાબત વિશેષ છે, અને મ્હારામાં શું ઉણપ છે કે તેને સ્વામી વિશેષ ચ્હાય છે, અને પ્રેમ કરે છે તેનું શું કારણ ?

બ્હેનો ! સ્ત્રીઓનું એ ખરૂં કર્ત્તવ્ય છે કે તે પોતાના

પતિના સ્વભાવને જાણી લેવો, અને તેની મરજી અનુ-
સાર વર્તવું. એજ તેનો સુખ માર્ગ છે. તેજ પતિપ્રેમનો
મહા મંત્ર છે અને એજ ભારતલલનાનું કર્ત્તવ્ય છે. ચતુર
વહુ પણ આજે એ બાબતની શોધમાં છે, પરન્તુ સંસારમાં
એવી કોઇ પણ બાબત નથી કે જે શોધ્યા છતાં ન મળે;

"જો વિચાર કીજે મનમાંહી, રામકૃપા કછુ દુર્લભ
નાહી!" બસ, તેને તુરતજ પોતાની ઉણપ માલુમ પડી
ગઈ. એ વિચાર કરવા લાગી કે તેની વય મારાથી બમણી,
યૌવન ઢળેલું, બેઠેલા ગાલ, સુકું ચર્મ, અને તાનામારતી
ભાષા છે છતાં પતિ તેના પર કુરબાન થઇ ગયા છે અને
હું તેનાથી ઓછા વયની, બ્રહ્મચારિણી, નવયૌવન, સુંદર,
સુઘાટશરીરવાળી, મિષ્ટ ભાષણી અને તેની સેવામાં સદા
તત્પર રહું છું છતાં પણ તેના પ્રેમથી વંચિત રહું છું
એ પણ એક આશ્ચર્યની વાત છે. હા નહિ પરન્તુ મ્હારામાં
કંઇક પણ ઉણપ છે. મ્હારો પોષાક જૂના ઢબનો છે.
દાગીના પણ જે પુરાપૂર્વથી અમારા ઘરમાં પહેરાય છે તેજ
છે, વળી બીજું એ વેશ્યામાં હાવભાવ અને કૃત્રિમકટાક્ષો
જે જે જોવામાં આવે છે તેમાનું મ્હારામાં કંઇ પણ નથી
બસ, એજ કારણ વિશેષ છે, અને સ્વામી એજ કારણથી
ત્હેના પર મુગ્ધ બની ગયા છે.

## ( ૨૦ )

ચતુરવહુએ પોતાનામાં રહેલી ઉણપને જાણી કે તુરતજ તેને પૂર્ણ કરવાને માટે વિચાર પણ કરી લીધો. ત્હેણે વિચાર કર્યો કે, યદ્યાપિ આ સર્વ ઉણપો ઉત્તમકુળની સ્ત્રીઓને માટે નથી: પરન્તુ કઠિન રોગમાં કોઇ કોઇ સમયે વિષપણ કામમાં લેવું પડે છે, એ રોગ શમીજતાંજ તેને છોડી દેવાય છે. યદિ હું પણ કેટલાક દિવસ સુધી એટલે કે જ્યાં સુધી મ્હારી મતલબ સરી રહે ત્યાં સુધી મ્હારે પણ તેનો ઉપયોગ કરવો પડશે. જ્યારે મતલબ પૂર્ણ થઇ રહેશે કે તુરત છોડી દેવામાં કંઇ હાનિ નથી. કાર્ય સમાપ્ત થયા પછી બદલતાં શી વાર છે? એવો વિચાર કરી તુરતજ પોતાનો રંગ ઢંગ બદલી દીધો, અને ઉલ્ફતીના જેવોજ પોષાક અને દાગીના બનાવી પ્હેરી લીધા. વાત વાતમાં હાવભાવ, કટાક્ષમયીબાણ, મૃદુહાસ્ય ઇત્યાદિ બોલચાલ પણ કરવા લાગી. એટલું કરવા છતાં પોતાના કાર્યમાં શિથિલતા ન કરી, ન ત્હેના સાથે ખાનપાન કર્યું, તેમ ન પોતાના ધર્મ નિયમમાં ધક્કો પહોંચવા દીધો. આ કાર્યમાં તે હમ્મેશા જળકમળવત્ લાગી. સમય બચાવી દેવસેવા આદિ કરી લેતી.

એપ્રકારે તે ધીમે ધીમે શેઠનું હૃદય ચોરવા લાગી. શેઠજી પણ વખતે વખતે તેના સાથ હાસ્યવિનોદ કરતા, કદિ પ્રેમવશ થઇને આલિંગન આપવા પણ તત્પર થઇ જતી એ સમયે ચતુર હસીને ખશી જતી અને કહેતી, કે હું આપના પ્રેમને યોગ્ય નથી. મ્હનેતો આ દાસત્વજ બહુ સારૂં છે. અને તે આપના પાસેથી મળે છે એથીજ સંતોષ છે. જેમ જેમ શેઠ તેને ચ્હાતા તેમ તેમ તે કૃત્રિમ અભિમાન કે જે બધી સ્ત્રીઓ કર્યા કરે છે, તેમ કરીને એઅવસર ટાળી દેતી, એથી ત્હેનું (શેઠનું) ચિત્ત ત્હેના માટે અધિરૂ થવા લાગ્યું.

અહીં ઉલ્ફતીની આંખોમાં એ પ્રેમ તીર માફક ખટકવા લાગ્યો, શેઠને પણ તાણા મારવા લાગી, ક્રોધ અને માન બતાવવા લાગી, ઇર્ષાભાવ પ્રકટ કરવા લાગી, ચ્હાતી હતી કે આ નવો પ્રેમ ન થાય. તે માટે ઉપાયો કરવા લાગી. એથી તે શેઠજીને અનેક પ્રકારની છન્દ્રજાળોથી ઉશ્કેરવા લાગી, સાચું જૂઠું ભેરવવા લાગી; પરન્તુ અફસોસ 'કાળી ઉનને કલસા, ન ચ્હડે દૂજો રંગ' એ પ્રમાણે શેઠના ઉપર ઉલ્ફતીનો પ્હેલાનાજેવો પ્રભાવ પડયો નહિ. જ્યારે ઉલ્ફતી આવી બાબતો છેડતી ત્યારે શેઠ ગુસ્સે થતા, ધમકીદેતા અને વખતે મગજ જો હવાપર ચ્હડયું હોયતો

મારવાને પણ ઉદ્ધત બની જતા. ઉલ્કતીએ જાણ્યું કે હવે વધારે વખત આપણું ટટ્ટુ અહીં ચાલવું મુસ્કેલ જણાય છે, એથી જે મળે તે ખેંચી લઇ પસાર થવામાંજ માલ છે આવો વિચાર કરી તે હવે હાવ ભાવનોજ પ્રયોગ અજમાવવા લાગી.

અહીં શેઠજીનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિગંત થવા લાગ્યો. એક દિવસ ચતુર વહુને એકાન્તમાં જોઇને હેનો હાથ પકડીને બોલ્યો,—"પ્યારી! હવે ક્યાં સુધી આ જીવને તલસાવશો? હું હવે ત્હારૂં આ કામકાજ જોઇ શકતો નથી. તને કામકાજ કરતાં જોઇ મ્હારૂં હૃદય ફાટી જાય છે. મ્હારા અપરાધને માફ કર. મ્હેં ત્હારા જેવી સતીને કષ્ટ આપવામાં કસર નથી રાખી, પરન્તુ હવે તલસાવવી યોગ્ય નથી. હું હવે તારા, પ્રેમવિના ક્ષણભર પણ વીસરી શકતો નથી. વળી જો ત્હારો હુકમ હોયતો એ ચંડાળણીને હમણાંજ રજા આપી દઉં."

ચતુર વહુ લજ્જાથી શિર નીચું કરી નમ્રતાથી બોલી, "પ્રાણાધાર! આ શરિરતો આપના માટેજ છે. દાસી એથી વિશેષ શું ચ્હાએ છે? એતો સદા આપના પ્રેમનીજ ભૂખી છે. ગમે તેમ કરો! પરન્તુ હું આ સમયે કોઇનું દિલ દુ-

ભાવવું યોગ્ય નથી સ્હમજતી. આપ એ વેશ્યાને કંઇ પણ ન કહો, હું તો આપની દાસી જ છું અને આપની આજ્ઞાને આધીન છું."

વાંચકો! આપ વિચારતા હશો કે ચતુર જેવું બીજું મૂર્ખ કોણ હોય? ત્હેણે આ સમયનો ખરો સદુપયોગ જવા દીધો, કારણકે તેતો એકજ શબ્દ હમણાં બોલતી તો ત્હેનો કાંટો સદાને માટે દૂર થઇ જતો. પરન્તુ યાદ રાખવું કે ચતુરવહુ મૂર્ખી નથી. ત્હેણે વિચાર્યું કે અત્યારે વેશ્યાને ઘરમાંથી કહાડી દેવરાવવી ઠીક નથી, કેમકે હજુ મ્હારા પતિના મનમાંથી જોઇએ તેવી નથી નીકળી. તે મ્હને ચ્હાવાનો અવશ્ય લાગ્યા છે, પણ તેના પ્રત્યે હજુ પૂર્ણ રીતે ઘૃણા નથી થઇ. યદિ લેશ પણ ત્યાં પ્રેમ રહી જશે તો કાલાન્તરમાં કદાચિત વધી જવાનો સંભવ છે. એથી ઘરમાંથી કહાડતાં પહેલાં મનમાંથી કહાડવી શ્રેષ્ઠ છે; અને હવે એ થવું કઠિન નથી. હમ્મેશા યાદ રાખવું કે, કાંટો વાગ્યો તો સોયથી કહાડવો જોઇએ પણ પગ ન કાપવો જોઇએ. જે કાર્ય બળથી નથી થતું તે કળથી જરૂર થાય છે. માટે બળ અજમાવતાં પહેલાં કળ અજમાવવાની જરૂર છે.

ચતુરવહુને પ્રસન્ન જોઇને શેઠે નોકરોને હુકમ દીધો

કે આજેને આજેજ મ્હારૂં ખાસ દિવાનખાનું સાફસૂફ કરી નાખો. આજ્ઞા મળતાંજ સ્વામીભક્ત સેવકોએ સ્હાંજ થતાંમાં જ કાર્ય સંપૂર્ણ કરી દીધું. આ કાર્યમાં ચતુર વહુએ પણ નોકરોના કરતાં વિશેષ ભાગ લીધો હતો. પલંગના સ્હામે એજ છબિ કે જેને જોઇને વિચાર વમળમાં ચઢી હતી તે લટકાવી દેવામાં આવી. દરેક પ્રકારની સગવડો જેવી કે ખાન-પાન, અત્તર, ફુલેલ આદિથી દિવાનખાનાને સુશોભિત કરી દીધું.

## ( ૧૧ )

જ્યારથી ચતુરવહુ અને સ્વરૂપચંદ એકાન્તમાં મળ્યાં છે, અને ચતુરવહુનો ઓરડો સુશોભિત કર્યો છે, ત્યારથી ચતુરવહુ ઉલ્ફતીના ઓરડામાં કમતો શું પ્રાયઃજતીજ નથી. શેઠજી પોતેજ ત્યાં જવાને માટે રોકી રાખે છે; અને પોતે પણ ઘણો ભાગ ચતુરવહુના ઓરડામાં જ રહ્યા કરે છે આજકાલ ચતુરવહુના દિવસો આનંદમાં પસાર થાય છે. તે વચ્ચે વચ્ચે સ્વામીને ઉલ્ફતી ત્યાં જવાને માટે પણ આગ્રહ કરે છે, કદાચ સ્વામી એમ સમજે કે ચતુર ઉલ્ફતીના સાથે દ્વેષ રાખે છે, અને આ સઘળી ઇન્દ્રજાળ મને ફસાવવાનેજ રચી છે, આથી તે વખતે જતી આવતી ત્હેની

ખબર પણ પૂછી લેતી હતી. ચતુરવહુ હમ્મેશ પોતાના મનનો ભાવ મનમાંજ રાખે છે, પરન્તુ ઉલ્કૃતીમાં એટલી ગંભીરતા ક્યાં ? એ ઝટ સરખી ઉપર આવી જતી અને મ્હેણું ટેણું મારી દેતી.

હવે ઉલ્કૃતીનું દીલ ઉદાસ રહેવા લાગ્યું. તેનો એ દોર દમામ અને ચંચળતા આદિ કોણ જાણે કયાં પલાયન કરી ગયાં. શેઠજીને આવતા જોઇ હવે પ્હેલાનો જેવો હાવ ભાવ બતાવતી ન્હોતી; બલ્કે ત્હેના આવવાથી તે રાજી જ ન્હોતી; હવે તો માત્ર તે પૈસા મેળવવાના ધ્યાનમાં જ મચી રહેતી, જ્યારે જ્યારે શેઠ આવતા ત્યારે ત્યારે નવી નવી માંગણીઓ ચાલુ થતી. આથી શેઠનું ચિત્ત પણ હવે ત્યાંથી ઉઠવા લાગ્યું, કદાચ પીત્તો ઉકળતો ત્યારે બે પાંચ સારી રીતે ચોપડી પણ દેતા. ત્હેની માગણીપર લેશ પણ ધ્યાન આપતા નહિ અને ઉપરથી પાંચ દશ દિવસ રૂશણું પણ ચાલુ થવા લાગ્યું. આ બાબત જ્યારે ચતુર વહુને માલુમ પડતી ત્યારે વચ્ચે પડીને સુલેહ કરાવી આવતી. એ વિ- ચારતી કે શેઠજીને વેશ્યાઓ માત્રથી પૂરેપૂરી ઘૃણાજ કરાવી દેવી જોઇએ, આથી સમય જોઇને વેશ્યાઓની નિન્દા તુસ્- તિના રૂપમાં કરવા લાગતી અને શેઠજીને મ્હોડેથીજ તેની

બુરાઇ કહડાવતી. ત્હેણે હવે શેઠજીને સારી રીતે સ્હમજાવી દીધા કે વેસ્યાઓ માત્ર પૈસાનીજ યારી રાખે છે અને શેઠજીનો સ્વયં અનુભવ પણ થવા લાગ્યો કે જ્યારે જ્યારે ઉલ્ફતી કંઇ પણ ચીજની માગણી કરે છે અને તે તુરત નથી આવતી, ત્યારે ટંટો કરી બેસે છે, રીસાઇ જાય છે, અને મ્હેણાં ઓઠાં સંભળાવે તે જૂદાં. એથી શેઠે હવે પૈસાથી હાથ ખેંચી લીધો. ઉલ્ફતી પણ આથી હવે ઘણી દુઃખી થવા લાગી, પરન્તુ શું કરે? "સાપે છછુંદર ગળી મૂકે તો આંધળો થાય અને ગળે તો પ્રાણ જાય."

ઠીક છે! ઉલ્ફતીનું સર્વસ્વ ગયું, હવે તે દુઃખી કેમ ન થાય? હમ્મેશાં 'વારા કેડે વારો અને સોય કેડે દોરો' તેણે ઘણા દિવસ મોજ મજા ઉડાવી છે, હવે તો ચતુર વહુનો વારો છે. દંપતી સુખમાં રહેવા લાગ્યાં; અને સુખના અનુભવે અને પૂર્વના પૂણ્યે ચતુર વહુને ગર્ભ રહ્યો. ત્હેના દિવસો હવે ફર્યા.

દુઃખના દિવસો વિત્યા, સુખનો સૂર્ય ઉદય પામ્યો. શેઠની આંખો પણ હવે ધીમે ધીમે ખુલવા લાગી. કોઇ સમયે ચતુરવહુના આગ્રહથી દુકાનપર પણ જવા લાગ્યા અને મૂનિમ ગુમાસ્તાઓ સાથે વ્યાપાર સંબંધી વાતો પણ પૂછવા

લાગ્યા, જેથી મુનિમ ગુમારતાઓ પણ ચોંકવા લાગ્યા; અને તેઓ સમજવા લાગ્યા કે હવે આખા કુળાનું શાક થાય એવું જણાતું નથી.

અહીં ગર્ભની વૃદ્ધિ જેમ જેમ થતી જાય છે, તેમ તેમ દંપતીના હૃદયમાં પણ પ્રેમ વધવા લાગ્યો. આ તરફ ઉલ્કૃતી શેઠને ભંભેરવા લાગી. નોકર ચાકર અને અન્ય માણસોના પાસે શેઠનું દુઃખ રડવા લાગી. એક દિવસ ચતુર વહુ જમીને આવતી હતી. આ તરફ ઉલ્કૃતી દાસી અને પોતાના ભડવાઓ પાસે શેઠનું સાચું જૂઠું કહી રહી હતી, ચતુર વહુ આ વાત કાને સાંભળી શકી નહિ, આથી ધીરે રહીને બોલી,—મોટી બ્હેન! જે પાતળમાં ખાવું તેમાંજ છેદ કરવો સારી વાત નથી. જે શેઠને પૈસે તમે મોજ મજા ઉડાવી રહ્યાં છો, તેનુંજ બુરૂં બોલવું એ વાજબી ન ગણાય. હું મ્હારા પ્રાણતુલ્ય પતિના સંબંધમાં આવા શબ્દો સાંભળી શકતી નથી, માટે વિચાર કરોતો ઠીક છે. તમે જાણો છો કે પ્હેલાં જેવા તમને વ્હાલા જેનો લાખમો હીસ્સો પણ મ્હનેન્હોતા વ્હાલા છતાં પણ મ્હને એ બાબતનું કષ્ટ પણ ન લાગતું. વળી એ બધું હોવા છતાં કેવી સેવા ચાકરી ઉઠાવતી તે શું તમે નથી જાણીતાં? આજ તે કૃપાવાન થયા છે,

મને કામકાજ કરવા નથી દેતા, એથી હું તમને હાથ જોડીને કહું છું કે, જોઇએ તો ખુશીથી મને બે ગાળો દે, પરન્તુ ત્હેમને એક પણ શબ્દ ન કહે. અને યાદ રાખજે કે તેથી મ્હારૂં અને ત્હારૂં બન્નેનું અશ્રેય છે ઇત્યાદિ કહીને સમજાવી પરન્તુ આ શબ્દો જેવા દાઝેલાભાગ ઉપર પાણી છાંટવાથી ઉલ્ટી વિશેષ દાહ પેદા કરે છે એજ પ્રમાણે ચતુરવહુની શિખામણ ઉલ્કતીને માલૂમ પડી. સાપને દૂધ પીવરાવ્યાથી તો વિષ વધેજ છે. એ ક્રોધથી લાલચોળ થઇ ગઇ, અને ચંડી સ્વરૂપ ધારણ કરીને બોલી,— "દુષ્ટા, રાંડ, શંખણી, આ સર્વ ત્હારીજ જાળ છે. તેં ધીમે ધીમે એ હીજડાને પંઝામાં લઇ પાછળથી વાતો સંભળાવે છે, તારા જેવી હજારો લોંડિયો અને એ હીજડા જેવા હજારો લોંડા મ્હારા ખીસ્સામાં છે, જ્યાં સુધી બોલતી નથી ત્યાં સુધી એ ભડવાની આંખો ચ્હડી રહી છે. બજારની વચમાં જો ઇજ્જત ન લઉં તો મ્હારૂં નામ ઉલ્પતી નહિ, ઇત્યાદિ જેમ મનમાં આવે તેમ બકી.

શેઠ બીજી અટારીમાં ઉભા ઉભા આ સર્વ વાતો ગુપચૂપ સાંભળી રહ્યા હતા. ત્હેનાથી હવે રહેવાયું નહિ! ક્રોધથી સર્વાંગ કંપી ઉઠ્યું. શાન્તિ રાખવાનો ઘણો પ્રયત્ન

કર્યો; પરન્તુ રહી નહિ, તુર્તજ હાથમાં ચાબુક લઇ, પ્રચંડ વેગથી, દાંત વચ્ચે હોઠને દબાવતા ઉલ્કતીના ઓરડા તરફ વધ્યા. તેના આવતાંના સાથે ચતુર એક બાજૂ ખસી ગઇ; પરન્તુ ઉલ્કતીએ પોતાની રકઝક ન છોડી. બસ, પછી શું પૂછવું ? શેઠજીના હાથમાંનો હંટર પચીશ પચાશ વખત ઉલ્કતીના શરીરના સાથે લોટ થઇ ચૂક્યો. જ્યારે જોયું કે ક્યાંક મરી ન જાય, ત્યારેજ છોડી. નોકરોને હુકમ આપી દીધો કે એ હરામજાદીનો સામાન અહીંથી ફેંકી દો ! પછી શું ? નોકરોએ હુકમનીજ વાર હતી, તુર્તજ તેનો સરસામાન ઘરની બહાર ફેંકી દીધો અને તેને પણ તેના ભડવા દ્વારા કોઇ ઝૂંપડામાં મોકલાવી દીધી. વાતની વાતમાં કાંટો નીકળી ગયો અને એ ઘર પણ કલંકથી ધોવાઇ ગયું.

## (૧૨)

આજે આડોશ-પાડોશ તથા લોકોમાં જ્યાં હોય ત્યાં ઉલ્કતીનીજ ચર્ચા ચાલી રહી છે. ચતુરવહુની ચાતુર્યતાની પ્રશંસા ઘેર ઘેર થઇ રહી છે સગાંસ્નેહીઓમાં હર્ષ પાર રહ્યો નથી. લોકો કહે કે "ભાઇ, સ્હવારનો ભૂલ્યો સ્હાંજે ઠેકાણે આવ્યો તેને ભૂલવું નથી કહેવાતું. એમાં કોઇ શું કરે તેનું આજ

સુધી કર્મજ એવું હશે. ખરેખર છે, જવાની દિવાની છે.

યુવાની, લક્ષ્મી, ઐશ્વર્ય અને અજ્ઞાનતા યદિએ ચાર-માંથી એક પણ જરૂર હોય તો જરૂર અનર્થ કરે, ત્યારે આતો ચારે સાથે મળી પછી શું પૂછવું. એ ચારે ભાઇની ચોકડી એકઠીજ હતી; ઠીક જે થયું તે ઠીક થયું ! હવે સમજીને ચાલે તો પોતાનું ખાનદાન ઘર કાયમ રહેશે. પોતાની ઇજ્જત અને માનતો એજ ઘરમાં છે. અત્યારસુધી દેશ પરદેશમાં કાન ન્હોતો દેખાતો. મ્હોં પણ બતાવાતું નહિ, તે આજે ઉજ્જવળ બની ગયું. ઘણા ખરાને તો આ સમાચાર આ-શ્ચર્યમાં ગરકાવ કરી દેતા હતા પરંતુ ધીમે ધીમે સર્વને વિશ્વાસ પડી ગયો.

હવે શેઠનો કાર્યભાર પણ ચાલવા લાગ્યો. નોકર ચાકર પણ હવે કાળજીથી કામકાજમાં લાગી ગયા, કેમકે **શેઠજી હવે શેઠજી નથી** રહ્યા, પરંતુ તે પૂરા વાણિયા બની ગયા છે. હવે તે મૂનિમ વગેરે પાસેથી હિસાબ લેવા લાગ્યા. લેણુ દેણુ પોતાને હાથે કરવા લાગ્યા. ભણ્યાતો હતા જ. આથી હિસાબી કામકાજ પણ સમય મેળવી જાતેજ કરવા માંડ્યું. પુરાણા નોકર રામચંદ્રને બોલાવી સર્વ કામ તેના કબજામાં સોંપી દીધું. રામચંદ્ર પણ તેના પિતાના

સમયથી મહેતાનું કામકાજ કરતો આવેલો હોવાથી તેના વિ-
શ્વાસમાં પછી શું પૂછવું ? આટલા દિવસો ગયા છતાં પણ
શેઠ તેને ભૂલ્યા નથી તેથી તે ઘણોજ પ્રસન્ન થઇ કામ કરવા
લાગી ગયો. પેદાશ વધવા લાગી અને લેણું હવે વસુલ થવા
લાગ્યું. ઉધઇ લાગેલા ચોપડાનાં પાનાંઓનો હવે ઉદ્ધાર થયો.

અહીં ચતુર વહુને પૂરેમાસે એક પુત્ર રત્નનો પ્રસવ
થયો. તેણે પણ ક્રમે ક્રમે પોતાનો પ્હેરવેશ બદલી નાખ્યો
અને હવે તે ચારપાંચ પુત્ર-પુત્રીઓની માતા થઇને
પોતા કુલની રીતી અનુસાર મળવું, ભેટવું, ઇત્યાદિ વ્યવ-
હારમાં જોડાઇ ગઇ. શેઠે પણ પોતાના પાપનું પ્રાયશ્ચિત
કરી લીધું છે. એ હવે સદ્‌ગૃહસ્થોમાં ગણાય છે. તેની એ
પૂરાણી ચાલ, વ્યસન ઇત્યાદિ એવી રીતે ગચ્છંતિ
કરી ગયાં કે. જાણે કોઇ વખત પણ તેને લાગેલાંજ
નહિ હોય. એ હમ્મેશ નવરાશના સમયે બાળકોને અને
યુવકોને પોતાની વીતી કથા કહી કુમાર્ગે જતા અટકાવવા
સદ્દુપદેશ કરે છે. ત્હેને ધર્મમાં પણ રૂચિ ઉત્પન્ન થઇ
ગઇ. હવે તો પોતાની સ્ત્રી અને બાલબચ્ચાંનું જોઇએ
તેવી રીતે લાલન-પાલન કરવામાંજ તેનું ચિત્ત ચોંટી ગયું.
અને બચ્ચાંઓને પણ સારૂં શિક્ષણ આપવું એજ આપણી

પરજ છે. એ તેનો મહામંત્ર ગણવા લાગ્યો. સ્ત્રીઓમાં ચતુરવહુનું માન ઘણું વધી ગયું તે એટલે સુધી કે વૃદ્ધ સ્ત્રીઓ પણ પોતાના કાર્યમાં ચતુરવહુની સલાહ લેવા આવતી હતી, એ પ્રમાણે ચતુર વહુ પોતાના પતિ અને પુત્ર પુત્રિયો સાહિત પોતાનું જીવન આનંદથી વિતાવા લાગી. વાજબી છે કે **જે કામ હળીમળીને થઇ જાય છે, એ વિશેષથી લડવાથી કંઇ નથી થઇ શકતું** એ વિષયનું આવશ્યક ઉદાહરણ આપણી ચરિત્ર નાયકા ચતુરવહુજ છે.

(૧૩)

ઉલ્કતીને શેઠને ત્યાંથી કહાડી મેલ્યા પછી તે એક ઝુંપડીમાં રહેવા લાગી. તેના પાસે શેઠજીના દ્વારા જે દ્રવ્ય હાથ લાગ્યું હતું એવડે તે પોતાનો ગુજારો કરવા લાગી. યૌવન ચાલ્યું જવાથી તે હવે શિકાર મેળવવામાં નિષ્ફળ નિવડી. એક ફતેખાં તબેલાવાળાના સાથે કંઇ બગડી ગઇ. એ તેનો જાણભેદુ પણ હતો. એથી રાત્રે સુઇ ગયા પછી પેટીનુ તાળું ઉઘાડી ને ઘરેણાનો દાબડો લઇને ગુમ થઇ ગયો. પછી પૈસા વિના બીજા ભડવાઓ પણ કેવી રીતે રહી શકે? જેમ ફલહીન વૃક્ષને પક્ષી, સુકાયેલા સરોવરને હંસ, અને ભોજન પછી અતિથી દાતાનું

ઘર છોડીને ચાલ્યા જાય છે. એવીજ રીતે સર્વ લોકો તેને મૂકી ચાલ્યા ગયા. પુર્વ સંચિત પાપોના ઉદયથી રોગોએ હેના શરિરમાં વાસ કરી લીધો. હેને ઉઠવું બેસવું પણ હવે કઠિન થઇ પડયું; નહિતો અન્ય કોઇ વેશ્યાને ત્યાં જઇ કુટણીનું કામ પણ કરત (બુઢી વૈસ્યાઓ પ્રાયઃ એજ કામ કર્યા કરે છે. અને તેમાંજ આનંદ મેળવે છે) પરન્તુ હવે એ પણ કરવાને અશક્ત નિવડી. ભિખ માગવાની પણ હિમ્મત નથી. યૌવનના ગ્રાહક જે મકરંદના માફક ઉડી ઉડીને આવતા હતા તે આજ બાડી આંખે પણ જોતા નથી. હેનું મુખ હવે માખીઓથી આચ્છાદિત રહે છે. કપડાં પણ શરીર સાબિત રહ્યાં નથી. શહેરનાં છોકરાં કદાચ આ તરફ નીકળી આવતાં તો શેઠાણી કહી તેને ચ્હીડવતાં હતાં અને એ શબ્દો દાઝેલાપર નિમકની ગર્જ સારતા હતા. તાત્પર્ય હેની ઘણીજ દુર્દશા થઇ. ઠીક છે—જેવાને તેવુંજ ફળ મળે છે.

યૌવન થા અરૂ રૂપ થા, ગ્રાહક થે સબકોય;
યૌવન રત્ન વિધાતહી, વાત નપૂછે કોય.

એક દિવસ અચાનક શેઠજી એ રસ્તે થઈ નીકળ્યા. હેને ઉત્કૃતીની દીન દશાપર ઘણીજ દયા આવી. મનમાં

વિચાર કર્યો કે આને ખાવા પીવાનો પ્રબંધ થાય તો ઠીક પરંતુ ત્હેના સ્વભાવનુ સ્મરણ થતાંજ ત્હેનો ભાવ બદલાઇ ગયો. તે કહેવા લાગ્યો કે, જેવાને તેવું ફળ મળવુંજ જોઇએ. જ્યારે તે ઘેર આવ્યા ત્યારે તેણે પોતાની પત્નીને ઉલ્કતીની મુસ્કેલીની હકીકત કહી કહ્યું કે-પ્રથમ તો મ્હારો વિચાર ત્હેની દુર્દશાપર સહાયતા કરવાનો થયો પરન્તુ પાછળથી ત્હેનાં પૂર્વ કૃત્યો સાંભળતાંજ ભાવ બદલાઇ ગયો, અને વિચાર થયો કે જેને તેવું ફળ આપવુંજ જોઇએ. બોલ હવે ત્હારો શો મત છે?"

ચતુર વહુ:—નમ્રતા પૂર્વક બોલી; "નાથ! એ વાત યથાર્થ છે કે જેવાને તેવું ફળ મળવું જોઇએ, એ ઉલ્કતીને તો ત્હેનું ફળ મળ્યું પરન્તુ તેમાં શું ઉલ્કતીનો એકલીનોજ દોષ છે—હતો? શું એ એકલીજ અપરાધિની છે. આ પાપના કોઇ ભાગીદાર છે. ભાગ હોય તો દંડ એકલીનેજ કેમ મળે? "**જે સુખમાં સાથી તે દુ:ખમાં પણ ભાગી બનવો જોઇએ,**" એ સાંભળીને શેઠ ઘણાજ સંશયમાં પડીગયા. અને મનમાંજ પોતાની પ્રિયાની પ્રશંસા કરીને પોતાની ભૂલ સુધારી. તેણે ચતુરવહુની સલાહપૂર્વક ઉલ્કતીના ખાવા-પીવાનો અને કપડાં-લત્તાંનો

બંદોબસ્ત કરી દીધો અને એ પ્રકારે તેનું શેષ જીવન પૂર્ણ થયું. ત્હેના સાથે અમારી વાર્તા પણ પૂર્ણ થઇ.

ચતુર વહુએ પોતાની નિઃસ્વાર્થ સાચી સેવા અને પતિ પ્રેમનું ફળ પુત્ર પૌત્રાદિ સમ્પતિ અને સુયશ પ્રાપ્ત કર્યું.

શેઠજીએ પોતાની ઉદ્ધતાઇનું ફળ અપકીર્તિ, દ્રવ્ય વ્યય અને દંડ સ્વરૂપ ઉલ્કૂતીનું ભોજન વસ્ત્ર આપવાં એ ફળ મેળવ્યું. ઉલ્કૂતીએ પોતાના કપટ પ્રેમ અને માયા જાળનું ફળ રોગ, શોક અને દરિદ્રતામાં મળ્યું એજ જેણે જેવું કર્યું તેવું ત્હેને ફળ મળ્યું.

પ્રિય વાંચક! જ્યાં સુધી પુરાણ પ્રસિદ્ધ ભારત ભૂમિમાં ચતુર જેવી દેવીઓ વસે છે, ત્યાં સુધી તેની કીર્તિનાં ડંકા આખા જગતને ગજાવી મૂકશે! છેવટે વાંચનાર વ્હેનો આ ટુંકી વાર્તામાંથી, દયા, ક્ષમા અને શાન્તિના કેવાં સરસ પરિણામ આવે છે તે જાણી લેશે. ૐ શાન્તિ!



## વાર્તા ૬ ઠ્ઠી.

# આદર્શ દંપતી.

[ લખનાર-ભીખાભાઇ છોટાલાલ ચોધરી. ]

—(०)—

( ૧ )

સાંજના શીતળ સમયે એક જાહેર રસ્તા ઉપર આવેલા મકાનની બારી નજીક એક યુવતી પડી પડી એક પુસ્તક વાંચે છે. વાચતાં વાંચતાં તેનું મગજ વિચારસાગરની લહરીઓથી ઘેરાયું અને મનમાં કહેવા લાગી કે—અરેરે ! હે પ્રભુ ! મારો રોગ ખરાબ છે ! મને કાંઇ પણ થયું તો આ બાળકની શી સ્થિતિ ! અરે પ્રભુ ! તારી શી ઇચ્છા છે ? આ વિચારથી મન ગભરાયું અને આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. એટલામાં દાદરમાં કોઇના પગરવનો અવાજ સાંભળી આંસુ લોહી નાંખી સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો.

---

* આ વાર્તા " ગુજરાતી " તા. ૩૦-૧. ૧૯૧૩ ના અંકમાં આવેલી તે ઉપયોગી હોવાથી અહીં લીધી છે.

( ૨ )

વૃદ્ધનગરમાં નટવરલાલ ખાનગી દવાખાનું ચલાવતા હતા. તેની આવક જોઇએ તે પ્રમાણમાં સારી હતી. બાકી આજકાલ ડૉક્ટરો એટલા બધા વધી પડ્યા છે કે, તેમને પોતાના ગુજરાન માટે પણ સદાય ચિન્તાજ હોય છે; પરંતુ નટવરલાલ સર્વ વાતે સુખી હતા નટવરલાલની પત્ની મણી પણ સ્વભાવે સુશીલ હતી. તેનાં માબાપ સાધારણ સ્થિતિનાં હોઇ બહારગામ રહેતાં હતાં. તેમ નણંદ સાસુ વગેરે કોઇ નહિ હોવાથી પતિપત્ની એકલાંજ હતાં. મણી મૂળથીજ અશક્ત હતી, તેમાં તેણે એક બાળકને જન્મ આપ્યો અને સુવાવડથી તાવ શરૂ થયો. સુવારોગના ભોગ થઇ પડી, તેથીજ તે રોગની ચિન્તામાં ને ચિન્તામાં એકલી અશ્રુપાત કરતી આપણે જોઇ. અને પગરવ તે નટવરલાલનોજ હતો.

( ૩ )

નટવરલાલ ઉપર આવી કપડાં ઉતારી મીઠું હાસ્ય કરી બોલ્યો આમ મ્હોં ઉતરી કેમ ગયું છે? મુંઝાયાથી શું થાય! જો તારા માટે હું કેટલી દવાઓનો ઉપયોગ કરૂં છું. શાન્ત થા, ધીરે ધીરે મટી જશે. તને કહેવું પડશે,

કીધા વિના છુટકો નથી ! જો પેલા મારા સ્નેહી રસિક-લાલની પત્ની ચંચળને કસુવાવડ થઇ અને તેમાં ચમક થઇ છે. આમ વાત કરે છે, એટલામાં સમાચાર આવ્યા કે 'ચંચળ સ્વર્ગવાસી થઇ.' આ સમાચાર સાંભળી મણિના મનમાં ભારે લાગણી થઇ, અને દિન પ્રતિદિન વધુ ક્ષીણ થતી ગઇ અને બરાબર પાંચ મહિને પાત અને બાળકને મૂકીને પરલોકગમન કર્યું.

( ૪ )

રસિકલાલ અને નટવરલાલ બન્ને બાળમિત્રો છે. અભ્યાસ કરી મેટ્રીક પાસ કર્યા પછી બન્નેએ જુદી જુદી લાઇન લીધી. બન્ને એકજ જ્ઞાતિના છે. તેમજ એકબીજાને અરસપરસ મળવાનો વ્યવહાર ચાલુજ છે. આ બાજુ મણિ અને ચંચળ પણ સાથેજ ભણેલાં હતાં, પ્રભુકૃપાથી બન્ને મિત્રો તથા બહેનપણીઓને લીધે વખતોવખત સ્નેહની વૃદ્ધિજ થતી હતી, પણ પ્રભુને તે ન ગમ્યું. બન્નેનાં રત્નને ખુંચવી લઇ બન્ને મિત્રોને દુઃખી કર્યા. ગમે તેવું ભારે દુઃખ લાંબી મુદતે ઓછું થાય છે. નટવર કરતાં રસિક જરા વહેલો શાન્ત થયો. રસિકલાલને એક પુત્રી અને નટવર-લાલને પુત્ર એમ બે બાળક હતાં. તેમનાં નામ કાન્તિલાલ તથા તારા રાખવામાં આવ્યાં હતાં.

( ૫ )

બન્ને મિત્રોના સ્નેહી અને વડીલોના આગ્રહથી ફરી લગ્ન કરવામાં આવ્યાં, નટવરલાલનું લગ્ન સાધારણ કુટુંબમાં ઉછરેલી પરંતું ભણેલી હીરા સાથે કરવામાં આવ્યું. ત્યારે રસિકલાલનું લગ્ન તેટલીજ વયની પરંતુ અભણ ગુણસુંદરી સાથે કરવામાં આવ્યુ, બન્નેએ સાસરામાં રહેવા માંડયું, "પુત્રનાં લક્ષણ પારણામાં અને વહુનાં બારણામાં" એ કહેવત મુજબ પોતે અક્કલ વગરની અને પીએરીઆંની શિખવણીથી તારા ઉપર દોરદમામ ચલાવવા માંડયો. ઘડી ઘડીમાં છણકાઇને તારાને ધમકાવતી અને પતિ આગળ તેના દોષનું ખોટી રીતે દિગ્દર્શન કરાવવા માંડયું. આ વખતે તારાની ઉમ્મર માત્ર પાંચ છ વરસનીજ હતી. બાળપણમાંથી જેનામાં સારા સંસ્કાર પડયા હોય છે તેની ખુબી કાંઇક ઓરજ હોય છે. તેને બાળપણમાંથીજ ચંચળના સારા સંસ્કારને લીધે શાન્ત, કામાગરી, અને ચાલાક બની હતી. બાલ્યાવસ્થામાંજ જીવન સુખમય બનાવનાર માતુશ્રી એકાએક પરલોકગમન થવાથી બહુજ ગરીબડી અને રાંક સ્વભાવની થઇ, અને ગુણસુંદરીને મા તરીકે માની તેની દરેક આજ્ઞાનું પાલન કરતી હતી, સાવકી મા છે એવો વિચાર આપણાં બાળકોનાં મગજમાં બીલકુલ હોતો નથી, પરંતુ

આપણા હિન્દુ સંસારમાં ફોઇ, કાકી, દાદી આદિ સગાં અ-
ગર સાવકી મા પોતેજ પોતાની વર્તુણૂક ઉપરથી આવો
વિચાર ઉત્પન્ન કરાવે છે; અને તેથીજ બાળકોના મગજ ઉ-
પર ખોટી છાપ પડે છે. ગુણસુંદરી પોતેજ તારાને હાડછેડ
કરતી ને ત્રાસ આપતી. તારાને ગુણસુંદરી તરફથી જોઇએ
તેવી સ્નેહની લાગણી મળી નહી તથા તારા ગમે તેવી
ગુણિયલ અને સુશીલ છોકરી હતી. પરંતુ ગુણસુંદરી ગુ-
ણના ભંડાર (!) ને તે ક્યાંથી ગુણીઅલ લાગે ? તારા અ-
ને કાન્તિલાલનો સગાઇ સંબંધ તેમના માત પિતાએ ( બ
ન્ને મિત્રોએ ) અગાઉથીજ કરી રાખ્યો હતો. એક દિવસ
ગુણસુંદરીએ રસિકલાલ આગળ તારાની ફરિયાદ કરવાની
શરૂઆત કરી–" તમને ખબર છે કાંઇ ! તમને તો તમારી
છોકરીનો વાંકજ લાગતો નથી. તેને આજે પેટીમાંથી દૂધ
લાવવાનું કહ્યું તો બધું ઢોળી નાખ્યું ! હવે હું શાની
કરૂં ? કામમાં તો આવેડજ નહિ. નિશાળે જાય અને આવે
એટલે ભણવા બેસે. ગઇ કાલે રવિવારની રજા હતી. તો
કોણ જાણે ક્યાં ગઇ હતી ? હવે કાંઇ નાની છે ? છોકરી-
ઓએ બહાર શું ફરવું ? અને ભણવું શું ? હવે તો નિ-
શાળેથી ઉઠાડો, પરણાવવા જેવડી થઇ, " આવી રીતનું
લંબાણ વ્યાખ્યાન ચાલ્યું. પુરૂષ ગમે તેવો શાન્ત હોય.

પરંતુ આવી રીતની હંમેશાં થતી ફરિયાદની અસર તો થાયજ, કારણ છોકરી તેનો બચાવ કરી શકે તેમ નહોતું. તેથી રસિકલાલે તારાને એકદમ જોરથી ક્રોધાવેશમાં બૂમ મારી. તારા દોડતી આવી, પરંતુ પિતાનો ચેહેરો જોઇને સડકજ થઇ ગઇ. અને દયામણે ચેહેરે ધીરેથી કહ્યું. "શું કહો છો ભાઇ!" (હિંન્દુઓમાં કેટલાક કુટુંબોમાં બાપને ભાઇ કહેવાનો રિવાજ હોય છે) આ સાંભળતાંજ રસિકલાલ જાણે દુશ્મન સામે બોલતો હોય તેમ બોલી ઉઠયોઃ— "કેમ તારા! તારૂં કામતો આજકાલ વધી ગયેલું જણાય છે. હમણાં હમણાં તારી બહુજ ફરિયાદો આવે છે. તારા મનમાં તું શું સમજે છે?" આમ કહીને બિચારી ગરીબ ગાય જેવી તારાને બે ચાર તમાચા ચોડી દીધા, પરંતુ ગરીબ બિચારી તારાની પ્રભુને દયા આવી, અને અચાનક નટવરલાલ, આવી ચઢયો એટલે બધું શાન્ત થઇ ગયું. સૌ સૌને ઠેકાણે ગયું. બન્ને મિત્રો બહાર ગયા.

( ૭ )

નટવરલાલની નવી પત્ની હીરા તે હીરાજ હતી. કવીશ્વરના કહેવા પ્રમાણે ગુણ તો કોઇનામાંજ હોય. પરંતુ હીરાએ નટરલાલને ખોવાયલી રત્નરૂપી મણીજ મળ્યાનું ભાન કરાવ્યું હતું. હીરા કાન્તિને કોઇ વાર એવો વિચાર

આવવા દેતી નહિ કે તે સાવકી ઓરમાન મા છે. તે તેને પાસે ને પાસેજ રાખતી ને વહાલથી શિખામણ આપતી. નોકર–ચાકરથી પણ તેને તુંકારાથી બોલાવાતું નહી. કાન્તિ હિરાને સગીજ મા માનતો. માદીકરા વચ્ચે આવો સ્નેહ જોઇ નટવર કાંક શાન્ત હતો, પરંતુ મહિ તો તેના હૃદયમાંથી બિલકુલ ખસીજ નહોતી. તે એકલો જડતો કે તેનાજ વિચારો કર્યા કરતો હતો. હીરા નટવરનો આ રોગ પારખી શકી હતી, અને બનતા સુધી એને દિલગીર થવા દેતી નહિ, તેને લગ્ન કર્યે ત્રણ ચાર વર્ષ થઇ ગયાં છે. શાન્તિ નામની આઠ દશ મહિનાની બાળકી હીરાને છે. પરંતુ બહારના કે ઘરના કે હીરાના મનમાં પણ શાન્તિ કે કાન્તિમાં જરાપણ ભેદ નહોતો.

## (૮)

એક દિવસ નટવર રાત્રે ફરીને બહારથી મોડો આવ્યો તેને ખાવું નહોતું, અગાસીની અંદર ચાંદનીમાં પલંગ ઉપર હીરા બેઠી હતી. કાન્તિ હીરાના ખોળામાં માથું મૂકી સુતો હતો, ને તે તેના વાંસા ઉપર હાથ ફેરવતી હતી. બાળક શાન્તા પલંગમાં પડી પડી ચંદ્રમા સામું જોયા કરતી હતી. અચાનક નટવર અગાસીમાં આવ્યો અને આનંદમય દેખાવ જોયો. નટવર આવ્યો અને કાન્તિ એકદમ ઉઠયો

ને ગળે વળગી પડયો, અને કહેવા લાગ્યો કે "ભાઇ! ભાઇ! આજે તો છેને હીરા બેહેને મને ઊની ઉની પૂરી ને દુધ ખવરાવ્યું. તમને કાંઇ ખવરાવે છે? રામ લક્ષ્મણુની કેવી ફક્કડ વાત કહેતાં હતાં." નટવરને આ દેખાવ જોઇ તથા છોકરાનાં મધુર વચન સાંભળી આંખમાંથી હર્ષાશ્રુ વહેવા માંડયાં અને તેના ગાલ ઉપર એક ચુમ્બન લઇ બોલ્યો કે "તને રોજ રોજ ઉની ઉની પુરીઓ ખવરાવે અને તું રોજ એનાં વખાણ કરે એજ હું માગું છું." પછી નટવરે પાણી પીવા માંગ્યું. તો હીરા લેવા જતી હતી ત્યાં કાન્તિએ અટકાવી, અને "મારા ભાઈ માટે તો હુંજ પાણી લાવું છું." એમ કહી ખુશી થતો થતો પાણી લેવા દોડયો. કાન્તિના પછી નટવર પલંગ ઉપર બેઠો અને બોલ્યો;–

"વહાલી! તારો આવો સુશીલ સ્વભાવ હશે તે જાણતો ન હોતો તેથીજ મને હમ્મેશાં કાન્તિની ફીકર થયાં કરતી અને તે કારણથીજ હું સદાય દિલગીર રહેતો હતો. એ ચિન્તાનો આજે અન્ત આવ્યો." એટલું બોલી હીરાનો હાથ લઇને સ્નેહથી પોતાની આંખ સાથે દાબ્યો, અને આનંદ કર્યો.

(૯)

કેટલાક વર્ષ પછી કાન્તિલાલે પોતાના પિતાનાજ

ધંધામાં જોડાવાને માટે ડૉકટરની પરીક્ષા પસાર કરી, અને રાજનગર ( અમદાવાદ ) માં ખાનગી દવાખાનું ઉઘાડયું. તે પોતાના ખર્ચ જોગું રાખીને બાકીના પૈસા પોતાના પિતાશ્રીને મોકલતો. આગળ જણાવ્યા પ્રમાણે કાન્તિ અને તારાનાં લગ્ન થઇ ગયાં. તારા હજુ રાજનગર ગઇ નહોતી. પરંતુ સાસુ પાસે જતી આવતી હતી.

( ૧૦ )

ગુણસુંદરી તરફથી તારાને હજુ જેવી ને તેવી કનડગત થતી હતી, પરંતુ નટવરલાલના આગ્રહથી તેને સ્કુલ છોડાવવામાં આવી ન હતી, હીરા આ બધું જાણતી હતી, પણ હમણાં ઉપાય નથી, એમ સમજી બેશી રહેતી હતી. તારા છઠ્ઠી ચોપડીમાં પહેલા નંબરે પાસ થઇ અને તેને દર મહિને પાંચ રૂપીઆ સ્કૉલરશીપ તરીકે મળતા હતા. તે પૈસા ગુણસુંદરી લેતી હતી. પરંતુ એક દિવસે ક્રોધમાં રસિકલાલને કહેવા લાગી કેઃ–" જુઓ એમ છોડી માણસે રૂપીઆ ઉડાવવા સારા નહી. વરને છાનામાના કાગળ લખે છે, " ઇત્યાદિ. રસિકલાલ બહાર કોઇની સાથે તકરાર થવાથી ચીડાયલો આવેલો અને રોજનો ત્રાસ, તેમાં વળી ઘરમાં આવતાં વારજ આ પારાયણ સાંભળી રસિકલાલનો પીત્તો એકદમ ઉકળ્યો અને તારાને ધમકાવી પૂછવા લાગ્યો " કેમ તારા, સ્કૉલરશીપના રૂપીઆ કયાં છે ? "

તારાએ ધીમે કહ્યું:-"ભાઇ ! હું તો બધા રૂપીઆ મારાં બાને આપું છું."

આ શબ્દો સાંભળતાંજ ગુણસુંદરી સ્ત્રી ચરિત્ર કરી એકદમ બોલી ઉઠીઃ-"હાય ! હાય ! જો આ તો મારૂં નામ દે છે" એમ કહીને ફુકવો મુકયો. કાચા કાનના થયેલા રસિકલાલને તારાનોજ વાંક જણાયો. બિચારી તારાને પો; તાની હકીકત સત્ય કરાવવાને બીજું કાંઇ સાધન નહતું તેથી સખત ધમકાવી તારાને તેને મોશાળ મોકલી દીધી.

( ૧૧ )

વાત વાયે ઉડી. હીરાને ગામના લોકોએ અને કાન્તિને મિત્રોએ આ ખબર આપી. તારા મોશાલ જઇ ચિન્તાને લીધે માંદી પડી. કાન્તિને પત્ર લખવા તેણેબહુ વાર વિચાર કર્યો પણ હિમ્મત ચાલી નહિ. મામા મામી તેની સારી રીતે સંભાળ લેતાં હતાં, પણ કાંઇ ફેર પડયો નહિ. એટલે હીરાએ તેને ઘેર તેડાવી લીધી અને દવા કરવા માંડી. પોતાના પુત્ર અને પતિ ડૉકટર છતાં બીજા ડૉકટરોની સલાહ લીધી તો તે-મણે અભિપ્રાય આપ્યો કે-"તાવ લાંબા દિવસનો છે માટે વધુ ચાંપતા ઉપાયની અને સ્થળફેરની જરૂર છે" હીરાની સંભાળ અને ઇશ્વરની કૃપાથી તારાને ફેર પડવા માંડયો, અને આરામ થયો એટલે રાજનગર મોકલવાની જોઇતી તૈયારી કરી ત્યાં મોકલી.

## ( ૧૨ )

તારાને પડતું દુઃખ કાન્તિ શરૂથીજ જાણતો હતો તેમાં તાવ આવ્યો તે વખતથી બહુજ દિલગીર થયો. પરંતુ જ્યારથી તેના જાણવામાં આવ્યું કે–'હીરા બ્હેનની સારવારમાં છે' ત્યારથી તે નિશ્ચિંત થયો હતો. તેવામાં તારા આવનાર છે એ સમાચાર જાણવાથી આનંદ થયો. તારા રાજનગર પહોંચી, પ્રથમજ બન્ને એકાંતમાં મળ્યાં. તારાને આવતાંજ કાન્તિલાલે સ્નેહદષ્ટિથી તારાની ખબર પૂછી. તેના ઉત્તરમાં તારાએ જણાવ્યું–" હીરા બ્હેન હોય નહિ અને અહીં અવાય પણ નહિ. એમના જેવું કોણ કરે એમ છે ? " એમ વાતો કરતાં રાત્રિ વીતી ગઇ અને પતિપત્ની આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.

## ( ૧૩ )

છ મહીના વીત્યા બાદ રસિકલાલને સખ્ત તાવ લાગુ પડવાથી ડાકટર તથા પોતાના સ્નેહી (વેવાઇ) નટવરલાલની સલાહથી આબુ ઉપર હવાફેર માટે ગયા; આ સમાચાર જાણવામાં આવતાં આ દંપતી તેનીજ ફીકરમાં હતાં તેવામાં એક દિવસે સવારમાં તાર આવ્યો કે–" નટવરલાલ સીક છે, જલદી આવો. " આ ઉપરથી પતિપત્નિ બન્ને જવા તૈયાર થયાં તેવામાંજ બીજો તાર આવ્યો કે–" રસિકલાલ

બહુજ માંદા છે, તારાને મોકલો." આથી દંપતી પ્રથમ વૃદ્ધનગર જઈ નટવરલાલની ખબર જોઇ પછી આણુ તારાને મોકલવી, આવા વિચારથી વૃદ્ધનગર આવ્યાં ત્યાં નટવરલાલને પણ હવાફેરની જરૂર જણાયાથી તેઓ લઇને આણુ ગયા, અને તારા પોતાના પિતાની સંભાળ લેવા લાગી.

( ૧૪ )

રસિકલાલની સેવા-શુશ્રૂષા ગુણસુંદરી કરતી હતી ખરી ! પરંતુ તેની જાંહાસા કરવાની તથા કલહની ટેવ ગઇ નહોતી. તારાને જોઇ ગુણસુંદરી નરમ થઇ ગઈ. રસિકલાલનું હૃદય ભરાઇ આવ્યું. કાન્તિલાલની દવાથી તથા તારાની સારવારથી રસિકલાલને જલદી આરામ થયો. તેથી તારા નટવરલાલની સેવા કરવા લાગી, અને હીરાને આરામ આપ્યો. ઘણા દિવસના મંદવાડથી નટવરને પૈસા સંબંધી મુસ્કેલી જણાઇ. પરંતુ કાન્તિલાલે વિના સંકોચે પોતાની પાસે કરકસરથી બચાવેલા પૈસા પિતાશ્રીને સોંપી દીધા. પરંતુ તારાના મનમાં જરા પણ ગ્લાનિ થઇ નહિ. **કેળવણીના ખુબી તો કંઇક ઓરજ છે.** નટવરની તબીયત સહજ સુધારા ઉપર આવી તેમાં ઘણા દિવસની ચાકરી, ચિન્તા, મહેનત વગેરેથી હીરા અને કાન્તિ તાવે ઝટકાયાં. આ વખતે રસોઇમાં, દવા-દારૂમાં, ચાકરી કર-

વામાં તારા એકલી હતી. બાળક શાન્તા તો હજુ બાળ કજ હતી, પરંતુ તારાએ ઘણાજ ખંત અને સ્નેહથી કંઇ પણ કરવામાં કચાસ રાખી નહોતી. કાન્તિને જલદી આ રાસ થયો તેથી તેણે આબુના નામાંકિત ડોકટરોની સલાહથી પોતાનાં માતપિતાની પોતેજ દવા કરવી શરૂ કરી. તેથી તેમને ફાયદો થયો અને તેઓ વૃદ્ધનગર ગયાં, રસિકલાલ પણ પોતાને સારૂં થયા પછી વૃદ્ધનગર ગયો હતો.

રસિકલાલને પોતાના મંદવાડમાં ખાત્રી થઇ હતી કે તારાનો કાંઇજ વાંક નહોતો, તેને ભમાવનાર ગુણસુંદરીજ હતી. ઇશ્વરે તો તારાને દુઃખનો બદલો સુખજ આપ્યો છે. બાકી મેં દુઃખી કરવામાં બાકી રાખી નથી. આટલું આટલું દુઃખ દીધું છતાં જ્યારે બોલાવી ત્યારે આવી, અને પોતાના શરીરની પણ દરકાર ન કરતાં મારી ચાકરી કરી. તેથી રસિકલાલે ગુંણસુંદરીનું કહેવું—માનવું છોડી દીધું. નટવરલાલે પોતાને આરામ થયો તેની ખુશાલીમાં મીજબાની કરી. તેમાં રસિકલાલ તથા ગુણસુંદરીને ખાસ બોલાવ્યાં હતાં પણ છોડીને સાસરે જમવા કેમ જવાય? તે વિચારે ખંચાયાં. પરંતુ નટવરના ખાસ આગ્રહથી આવ્યા વિના ચાલ્યું નહિ. એ પ્રસંગે ગુણસુંદરી અને

હીરા બન્ને મળ્યાં, અને વાતે વાતે ગુણસુંદરી હીરાને કહેવા લાગી કે,–" બ્હેન ! મારાં પાપ મને નડયાં. પહેલાં હું સમજી નહિ ને પીએરીઆંની શિખવણી–મારી કમ અક્કલના લીધે તારાને દુઃખ દેવામાં બાકી રાખી નહિ. એથી હવે મને તે મન મૂકીને બોલાવતા નથી માટે નટવરલાલને કહીને મને માફ કરાવો. હું હવે ઘણુંજ સમજી છું, મને સજા થવામાં બાકી રહી નથી, હું હવે કદી પણ એવું નહિ કરૂં." આ પ્રશ્ચાતાપથી હીરાને દયા આવી અને રસિકલાલને કહેવડાવવાની હા કહી. નટવરને આ વાતના ખબર પડતાં રસિકલાલને વાજબી બે શબ્દો કહ્યા જેના પરિણામે ગુણસુંદરી સુખી થઇ. કેટલાક દિવસ રહી કાન્તિલાલ રાજનગર ગયો. અને પતિ–પત્ની–દંપતી પોતાના પ્રથમના સુખદુઃખની વાતો સંભારી હજી પણ આનંદમાં દિવસો ગુજારે છે.

વાંચક–આપણી નાનકડી વાર્તા હવે તો અહીંથીજ બંધ થાય છે, પરંતુ આ લગભગ સત્ય–વાર્તા ઉપરથી પોતાના કુટુંબ, સ્નેહી કે પાડોસીમાં જ્યાં આવાં પાત્રો હોય ત્યાં યોગ્ય સલાહ આપવા ચૂકીશ નહિ. અસ્તુ.

——(०)——